*Valabhjee Ramjee*

# પ્રસ્તાવના

આપણા દેશના રાજ્યબંધારણથી દરેક હિંદી માહિતગાર હોવો જોઇએ, તે વિચારથી બ્રિટિશ હિંદનું રાજ્યબંધારણ મુંબઇ યુનિવર્સિટીમાં પ્રથમ ઇન્ટરમીજીએટના વર્ગમાં દાખલ થયું. પણ મૅટ્રીક થઇને ઘણા વિદ્યાર્થીઓ સાંસારિક જીવન શરૂ કરતા હોવાથી તેની આછી ઝાંખી તેમને થાય એ હેતુથી પાછળથી તે તદ્દન ટુંકા રૂપમાં ઇતિહાસ ભેગું મૅટ્રીકમાં દાખલ થયું.

વર્ગમાં વિદ્યાર્થીઓને શીખવતાં અનુભવાયું કેઃ—

(૧) રાજ્યબંધારણની નામની માહિતી મેળવવી એ શક્તિનો વ્યય છે,

(૨) બંધારણની ઝીણી ગલીકુંચીઓમાં દરેક જણ ઉતરે એ અસંભવિત છે, અને

(૩) શુષ્ક બંધારણ ઉપરાંત રાજ્યવહીવટને લીધે ઉત્પન્ન થતા જમીનમહેસુલ ઇત્યાદિ જેવા જીવનને સ્પર્શ કરતા રાજ્યતંત્રના સવાલોની અને મહાસભાની માહિતીની દરેક હિંદીને જરૂર છે. આ પુસ્તક રચવામાં ઉપરની ત્રણે વાતો લક્ષમાં રાખેલી છે. એટલે મહાવિદ્યાલયનો વિદ્યાર્થી બંધારણની ગલીકુંચીઓનો અને સરકારનાં કામોનો બારીકાઇથી અભ્યાસ કરે એમ ધાર્યું છે. આશા છે કે આ પુસ્તક ગૂજરાત વિદ્યાપીઠના વિનીત વર્ગના વિદ્યાર્થીઓને, યુનિવર્સિટી-ના વિદ્યાર્થીઓને અને સામાન્ય વાચક વર્ગને પણ ઉપયોગી નીવડશે.

સંસ્થાનોમાંના હિંદીઓની અને હિંદી લશ્કરની આછી ઝાંખી કરાવી શકાઈ છે આશા છે કે બીજી આવૃત્તિ વખતે તે ભાગમાં વધુ હકીકત આપી શકીશ.

પુસ્તક તૈયાર કરવામાં મેં ઘણા ગ્રંથકર્તાઓનાં પુસ્તકોની મદદ લીધી છે. પણ ખાસ કરીને મારે આપણા ગુજરાતી ભાઈઓ શ્રીયુત્ હરિલાલ માધવજી ભટ્ટ અને શ્રીયુત્ બળવંતરાય કલ્યાણરાય ઠાકોરનો આભાર માનવાનો છે. તેમના પુસ્તકોએ મને ગુજરાતી પારિભાષિક શબ્દો અને કેટલીક નવીન હકીકત આપી છે. અંતમાં મારે પૂના ફર્ગ્યુસન કૉલેજના સદ્ગત અધ્યાપક શ્રીયુત્ હરિ ગોવિંદ લીમયેનો આભાર માનવાનો છે કે જેમણે મને બંધારણ જેવા શુષ્ક વિષયમાં રસ લેતો કર્યો છે.

શક્તિઅનુસાર આ કાર્ય થઇ શક્યું છે. ઉણપના સંબંધમાં જે કોઇ ભાઇ કૃપા કરીને મને સૂચના કરશે તેનો યોગ્ય ઉપયોગ બીજી આવૃત્તિમાં કરીશ.

લિ.
ચુનીલાલ ભટ્ટ



# અનુક્રમાણિકા

## વિજ્ઞાપન

સંવત ૧૯૭૯ ના ભાદરવા વદ ૫ ના પુસ્તક સમિતિના ઠરાવ અનુસાર પ્રકાશિત.

સં. ૧૯૮૦ ના કાર્તિક વદ ૧૧

મહામાત્ર

## પ્રકરણ ૧ લું

# ઐતિહાસિક સમાલો.

..ડેકો ડ ગામા ઇ. સ. ૧૪૯૮ના મે માસમાં કાલિકટ આવ્યો, ત્યારથી સ્પેન અને પોર્ટુગાલનો હિંદ સાથે વેપાર શરૂ થયો. ત્યારબાદ હોલેન્ડ લડીને સ્પેનના તાબામ થી છુટું થઇ હિંદ સાથે વેપાર કરવા લાગ્યું. ટયુડર વંશના વખતમાં ઇંગ્લેંડ સાહસિક બન્યું, અને તેણે સ્પેનના અજીત નૌકાસૈન્યને હરાવ્યા પછી હિંદ સાથે વેપાર કરવાનું શરૂ કર્યું, જેથી યુરોપની ત્રણ પ્રજાઓ—પોર્ટુગીઝ, ડચ અને ઇંગ્લીશ—હિંદ સાથેના વેપારમાં હરિફાઇ કરવા લાગી. હરિફાઇમાં શસ્ત્રબળનો પણ ઉપયોગ થવા લાગ્યો, અને તેથી જુદા જુદા વેપારીઓ વેપાર કરતા હતા તેને બદલે દરેક દેશના વેપારીઓએ એકત્ર થઇ કંપનીઓ, સ્થાપી. આવી એક ઇસ્ટ ઇન્ડિઆ કંપનીને હિંદ સાથે વેપાર કરવા માટે ઇલિઝબેથે ઇ. સ. ૧૬૦૦માં પરવાનો આપો, અને તેના બદલામાં નફાનો અમુક ભાગ લેવાનું ઠરાવ્યું. આપેલો પરવાનો દર વીશ વર્ષે ફરીથી નવો કરી આપવામાં આવતો હતો. ઇંગ્લેંડના રાજાને કંપનીના નફામાંના ભાગ સિવાય કંઈ લેવાદેવા નહોતી. કંપનીનું કામ એક ગવર્નર અને સભા કરતાં. પાછળથી તે કામ ડાયરેક્ટરો અને પ્રોપ્રાઇટરોની સભાને સોંપવામાં આવ્યું હતું. ૫૦૦ પૌંડના શેરવાળો પ્રોપ્રાયટર, અને ૨૦૦૦ પૌંડના શેરવાળો ડાયરેક્ટર થઈ શકતો. પ્રોપ્રાયટરો ડાયરેક્ટરોને દર વર્ષે ચુંટતા અને તે બધો કારભાર ચલાવતા, પરંતુ છેલ્લી સત્તા પ્રોપ્રાયટરોના હાથમાં રહેતી. કંપનીને વેપાર કરવા ઉપરાંત " પ્રદેશ મેળવવો, કિલ્લા બાંધવા, લશ્કરથી પોતાનો બચાવ કરવો, સિક્કા પાડવા અને પોતાના પ્રદેશમાં ન્યાય આપવાનું કામ હતું. " અંગ્રેજોએ વેપાર માટે પ્રથમ સુરતમાં કોઠી ઘાલી હતી. પછી ઇ. સ.

૧૬૧૬માં મચ્છલીપટ્ટણ અને ઇ. સ. ૧૬૪૦માં મદ્રાસની જમીન ખરીદીને ત્યાં પણ કોઠી ઘાલી. ઇ. સ. ૧૬૪૦ના અરસામાં ડૉ. હાઉટને શાહજહાનની દીકરીને સાજી કરી બંગાળામાં વેપાર કરવાનો હક મેળવ્યો અને હુગલીમાં કોઠી ઘાલી, અને ઇ. સ. ૧૬૯૦માં કલકત્તાને રહેઠાણ બનાવ્યું. ઇ. સ. ૧૬૬૨માં પોર્ટુગીઝ રાજાએ અંગ્રેજ રાજાને પહેરામણીમાં મુંબઇનો ટાપુ આપ્યો, અને રાજાએ કંપનીને તે ટાપુ વાર્ષિક દશ પૌંડે ભાડે આપ્યો. ઇ. સ. ૧૭૦૭માં ઔરંગઝેબ મરણ પામ્યો એટલે હિંદમાં બધા રાજાઓ સ્વતંત્ર થવા લાગ્યા અને તેથી અંગ્રેજોનો વેપાર જોખમમાં આવી પડવા લાગ્યો. વિશેષમાં ઇ. સ. ૧૬૬૪માં ફ્રાંસની એક વેપારી કંપની હિંદમાં આવી હતી અને તે હરિફ થઇ હતી. તેણે ઇ. સ. ૧૭૧૫માં મોરીસીયસ જીતી તેને લશ્કરી મથક બનાવ્યું અને હિંદમાં પોંડેચરી અને ચંદનગર તેનાં મથક બન્યાં. ડુપ્લેએ ફ્રેન્ચોની સત્તા વધારવા સારૂ હિંદુસ્તાનમાં જ સિપાઇઓને તાલીમ આપી તેમના બળથી ફ્રેન્ચ સત્તા જમાવવાની યોજના કરી અને ઘડીવાર એમ લાગ્યું કે ફ્રેન્ચો હિંદમાં કાયમના ટકીને રહેશે. પણ ક્લાઇવે ડુપ્લેની આ યોજનાનો અમલ કર્યો, તેથી અંગ્રેજો હિંદમાં સ્થાયી થયા અને ફ્રેન્ચોની સત્તા તૂટતી ગઇ. ઇ. સ. ૧૭૬૫માં દિલ્હીના બાદશાહ પાસેથી બંગાળ, બિહાર અને ઓરિયા પ્રાંતની દિવાની ક્લાઇવે લીધી. એ રીતે જે કંપની આજ (૧૭૬૫) સુધી ફક્ત વેપાર કરતી હતી તે હવે રાજકીય સત્તા ધરાવતી બનવા લાગી.

વેપાર કરવા આવેલી કંપનીએ રાજ્ય સંપાદન કરવાથી, કંપનીના નોકરોએ હિંદમાં ચલાવેલી લૂંટની ખબરો ઇંગ્લેંડ પહોંચવાથી, કંપનીને માથે દેવું વધવાથી અને તેમ છતાં શેરહોલ્ડરોએ વધારે નફાની માગણી કરવાથી, કંપનીને જોઈતા પૈસા ધીરતાં પહેલાં પાર્લામેન્ટે તેનો સવાલ હાથમાં લીધો, અને તેની રાજકીય સત્તા ઉપર અંકુશ મેલવા ઇ. સ. ૧૭૭૩માં રેગ્યુલેટીંગ ઍક્ટ કર્યો. આ કાયદાથી

વધારે નહીં વહેંચવાનું કામ અટક્યું. ડાયરેક્ટરોની સભાની મુદત એકને બદલે ચાર વર્ષની થઇ અને પ્રોપ્રાયટર્સ તરીકે ચુંટવાનો હક જેમણે એક હજાર પૌંડનો શેર રાખ્યો હોય તેમને મળ્યો. હિંદમાં પણ સલાહ કે લડાઇ કરવાની, કાયદા કરવાની તેમજ રાજ્યતંત્ર બરોબર ચલાવવા માટે જોઇતી બધી સત્તા ગવર્નર જનરલને અને તેની ચાર સભ્યોની બનેલી સભાને આપવામાં આવી. વળી કલકત્તામાં એક અદાલત પણ સ્થાપવામાં આવી, અને કલકત્તાના ગવર્નરને ગવર્નર જનરલ બનાવી મુંબઇ અને મદ્રાસના ગવર્નરોનો ઉપરી બનાવ્યો. રેગ્યુલેટીંગ ઍક્ટના અંતે દ્વિરાજ—(૧) વેપાર અને (૨) રાજકારભાર—દાખલ થયું.

વૉરન હેસ્ટીંગ્સ અને તેની સભાના સભ્યો સાથેનો તેનો કજીયો, હિંદમાં થયેલો જુલમ, કંપનીને વધેલું દેવું વગેરે વાતો હજુ ચાલતી જ હતી, તેથી ઇ. સ. ૧૭૮૪માં પાર્લામેન્ટે પીટનું ઇન્ડિઆ બીલ પસાર કર્યું. તે મુજબ પાર્લામેન્ટે છ સભ્યોનું એક 'બોર્ડ ઑફ કન્ટ્રોલ' નીમ્યું, અને તેને બ્રિટિશ હિંદના રાજ્યવહીવટ સંબંધી બધો કાબુ સોંપવામાં આવ્યો, અને પ્રોપ્રાયટર્સની ડાયરેક્ટર્સ ઉપરની સત્તા તદ્દન કાઢી નાખવામાં આવી. વળી એક 'સીક્રેટ કમિટી' પણ નીમી અને તેની મારફત જ હિંદ સાથેનો બધો પત્રવ્યવહાર થવા લાગ્યો.

ઇ. સ. ૧૭૯૩માં કંપનીને પરવાનો નવો કરી આપતી વખતે 'કોવેનેન્ટેડ સિવિલ સર્વિસ' દાખલ થઇ અને બોર્ડ ઓફ કન્ટ્રોલ નો પગાર હિંદની તીજોરીમાંથી આપવાનું નક્કી થયું. કંપની પાસે ઘણો પ્રદેશ આવ્યો હતો. વળી બીજા વેપારીઓ વેપાર કરવા પરવાનો માંગવા લાગ્યા હતા તેથી ઇ. સ. ૧૮૧૩માં નવા પરવાના વખતે કંપનીને વેપાર કરવાની સત્તા ઓછી કરી, અને તેને હિંદમાં ફક્ત ચ્હાનો જ વેપાર કરવાની અને ચીન સાથે સંપૂર્ણ વેપાર કરવાની સત્તા રહી. આ સત્તા પણ ઇ. સ. ૧૮૩૩માં નવા પરવાના

વખતે લઇ લેવામાં આવી. તેથી દરેક અંગ્રેજ હિંદમાં વેપાર કરવા આવી શકવા લાગ્યો અને કંપની વેપારી મટી હવે સરકાર થઇ. કંપની સરકારનું રાજ્ય ઇ. સ. ૧૮૫૮ સુધી ચાલ્યું.

ઇ. સ. ૧૮૫૮માં કંપનીનું સંપાદન કરેલું બધું રાજ્ય અંગ્રેજ સરકારના હાથમાં આવ્યું, અને કંપનીના શેરહોલ્ડરોને બધા પૈસા હિંદની તીજોરીમાંથી આપી દીધા બોર્ડ ઓફ્ કન્ટ્રોલની જગાએ હિંદી વઝીર અને તેની સભા નીમાઇ. ઇ. સ. ૧૮૬૧માં સિવિલ સર્વિસનો કાયદો થયો અને મુંબઇ અને મદ્રાસના ગવર્નરોને અમુક નાના કાયદા કરવાની સત્તા આપવામાં આવી તથા મુંબઇ, મદ્રાસ અને કલકત્તામાં હાઇકોર્ટો સ્થપાઇ. ઇ. સ. ૧૯૦૯માં હિંદને મિન્ટો-મોર્લિ સુધારા મળ્યા. મુંબઇ, મદ્રાસ અને લેફ્ટેનન્ટ ગવર્નરના પ્રાંતોને પ્રાંતિક ધારાસભા આપવામાં આવી અને તેમાં ચુંટણીનું ધોરણ દાખલ કરવામાં આવ્યું. ઇ. સ. ૧૯૧૧માં પંચમ્ જ્યોર્જ રાજ્યગાદીએ બેસવા આવ્યા તે વખતે હિંદની રાજધાની કલકત્તાને બદલે દિલ્હી થયું.

ઇ. સ. ૧૯૧૭ ના ઓગસ્ટની ૨૦મી તારીખે હિંદી વઝીર મી. મોન્ટેગ્યુએ હિંદને સ્વરાજ્ય આપવાનું ઇંગ્લેંડનું ધ્યેય છે એમ જાહેર કર્યું અને મોન્ટેગ્યુ અને ચેમ્સફર્ડનાં નામને જોડી મોન્ટ-ફર્ડના નામથી ઓળખાતા સુધારા દાખલ કર્યા. તે મુજબ ચુંટણીનું ધોરણ વિશાળ કરવામાં આવ્યું. વડી ધારાસભા એક હતી તેની બે કરી. દરેક પ્રાંતને ધારાસભા આપી અને દરેક પ્રાંતમાં બે ત્રણ હિંદીઓને અમુક ખાતાંનો વહીવટ સોંપવામાં આવ્યો અને બાકીનાં ખાતાં ગવર્નર અને તેની સભાના તાબામાં રહ્યાં. હિંદના રાજાઓની પણ એક સભા અથવા 'નરેન્દ્ર મંડળ' સ્થપાયું.

ઉપર જણાવ્યા પ્રમાણે બધા કાયદાઓ ઇંગ્લેંડની પાર્લામેન્ટમાં પસાર થયા પછી જ તે પ્રમાણે અહીં થયેલું છે. કારોબારી ખાતું, ન્યાયખાતું કે બીજા કોઇ પણ ખાતામાં જો કંઇ પણ ફેરફાર કરવો

હોય તો તે ઈંગ્લેંડમાજ અને પાર્લામેન્ટ દ્વારાજ થઇ શકે, બીજી રીતે નહિ, એમ હાલની બ્રિટિશ સરકારમા વિશ્વાસ રાખનાર ટોરેઝનુ માનવુ છે

---

## પ્રકરણ ૨ જું

---

# હિંદી વજીર અને તેની સભા

ઉપર જણાવ્યુ તેમ ઇ. સ ૧૭૮૪ મા પીટના ઠરાવથી હિંદનો કાબુ ખાસ કરીને બોર્ડ ઓફ કન્ટ્રોલ - જેને ગાજ નીમતો તેના હાથમા આવ્યો હતો એ બોર્ડના સભ્યોની સખ્યા જે પહેલા ૭ હતી તે ઘટીને ઇ. સ. ૧૮૪૧ મા ફક્ત પ્રમુખ એકલાની જ થઇ ગઇ હતી. એટલે ઈ. સ. ૧૮૫૮મા જ્યારે હિંદ કંપની પાસેથી પાર્લામેન્ટના હાથમા આવ્યુ ત્યારે બોર્ડના પ્રમુખની જગ્યાએ હિંદી વજીર નીમાવા લાગ્યો અને તેને કામમા મદદ આપવા એક સભા નીમવામા આવી હિંદી વજીર એ ઇંગ્લેંડના પ્રધાન મડળમાનો એક પ્રધાન છે, પાર્લામેન્ટનો સભાસદ છે અને 'પ્રીવી કાઉન્સિલ'નો પણ સભાસદ છે.

ઇંગ્લેંડનુ રાજ્યતંત્ર ચલાવવા માટે એક પાર્લામેન્ટ ૬૭૦+૬૧૮ સભાસદની છે. તેમા બે સભાઓ છે આમની સભા અને અમીરી સભા. આમની સભાના બધા સભ્યો ચુટાયેલા હોય છે અને અમીરી સભામા ઇંગ્લેંડના બધા ઉમરાવ વશપરપરા બેસે છે ગ્રેટબ્રિટનના બધા ઉમરાવો પૈકી ૧૬ ઉમરાવ દરેક પાર્લામેન્ટની ચુટણી વખતે

ચુંટાઈને આવે છે. અને આયર્લંડના ઉમરાવો પૈકી ૨૮ ચુંટાયેલા ઉમરાવો જીંદગી પર્યંત પાર્લામેન્ટમાં બેસે છે. આમની સભાના માણસોમાં બે ત્રણ કે તેથી પણ વધારે પક્ષો હોય છે. આમસભામાં જે પક્ષમાં વધુ માણસો હોય છે તે પક્ષના આગેવાનને રાજા 'વડા પ્રધાન' તરીકે નીમે છે. વડા પ્રધાન પોતાને પસંદ પડતા માણસોને જુદા જુદા વજીર તરીકે નીમે છે. જેમકે હિંદનો વજીર, સંસ્થાનોનો વજીર, સ્વદેશ ખાતાનો વજીર, લડાઇ ખાતાનો વજીર વગેરે. દરેક વજીરને પોતાનું કામ સંભાળવાનું હોય છે અને તે પોતાના કામ માટે પાર્લામેન્ટને જવાબદાર હોય છે. પોતાના પક્ષનો વડો પ્રધાન જ્યારે રાજીનામું આપે ત્યારે પોતાને પણ રાજીનામું આપવાનું હોય છે; પરંતુ હિંદી વજીરની સભા તો કાયમ જ રહે છે. તે સભાના સભ્યો પાર્લામેન્ટના સભાસદો હોવા ન જોઇએ. તેની સંખ્યા પહેલાં ૧૫ હતી. (તેમાં સાત સભ્યો બોર્ડ ઓફ ડાયરેક્ટર્સ મોકલતા હતા) પરંતુ મોન્ટ-ફર્ડ સુધારા પહેલાં તે સંખ્યા ૧૦ થી ૧૪ સુધીમાં જેટલા સભ્યો હિંદી વજીર નક્કી કરે અને તેમને નીમે તેટલાની જ રાખવામાં આવી હતી. સભાસદ તરીકેની મુદત સાત વર્ષ સુધીની રાખી હતી. અને તેમાંના ૯ માણસોએ તો હિંદમાં સાતથી વધુ વર્ષ નોકરી કરેલી હોવી જોઇએ, અને હિંદ છોડ્યે પાંચથી વધુ વર્ષ થવાં ન જોઇએ એવું ધોરણ હતું. મોન્ટફર્ડ સુધારાથી સભાસદોની સંખ્યા ૮ થી ૧૨ ઠરાવી છે, અને તેમની મુદત પાંચ વર્ષ રાખી છે. અર્ધા સભાસદોએ હિંદમાં દશ વર્ષ નોકરી કરેલી હોવી જોઇએ, અને નીમાતી વખતે હિંદ છોડ્યે પાંચથી વધુ વર્ષ થવાં ન જોઇએ. વળી એક વખત નીમાયેલો માણસ ખાસ કારણ સિવાય ફરીથી નીમાઇ શકે નહિ એવું ધોરણ હાલમાં દાખલ થયું છે. હિંદી વજીરની સભાના સભ્યને દૂર કરવા માટે પાર્લામેન્ટની બન્ને સભાઓમાં ઠરાવ પસાર થવો જોઇએ. હિંદી વજીરની સભા ઓછામાં ઓછી માસમાં એક વખત મળવી જોઇએ એવું ઠરેલું છે. ઇ. સ. ૧૯૦૯ના મિન્ટો-મોર્લિ

સુધારા પછી આ સભામાં બે હિંદીઓ નીમાયા, અને મોર્ટ-ફર્ડ સુધારા પછી ત્રણ હિંદીઓ રખાય છે. નવા સુધારાથી હિંદની સરકાર તથા રેલ્વે વગેરે માટે જોઇતો માલ ખરીદવા એક હાઇ કમીશનર નીમવાનું નક્કી થયું છે. આ કામ પહેલાં હિંદી વજીરને કરવાનું હતું.

હિંદી સરકારના ખાતાના જેટલી હિંદી વજીરની સભાના સભ્યોની કમિટીઓ થાય છે. નાણાં, લશ્કર, ઉપજ અને આંકડા; જાહેર બાંધકામ, ન્યાય વગેરે ખાતાંઓની દરેક કમિટી સંભાળ લેવા અઠવાડિઆમાં એક વખત મળે છે. પ્રધાન સભાનો પ્રમુખ છે અને તે ઉપપ્રમુખને નીમે છે. હિંદી વજીર જે બાબતો સભા આગળ મુકે તે ઉપર જ સભા વિચાર ચલાવી શકે છે. સભા કોઇ પણ નવી બાબત રજુ કરી શકે નહિ અને નીચે જણાવેલી બાબતો સિવાયની બીજી બધી બાબતોમાં હિંદી પ્રધાન તેની સભાની વિરુદ્ધ જઇ શકે છે. (૧) હિંદની ઉપજનો ઉપયોગ (૨) હિંદી સનંદી નોકરોના પગાર તેમજ રજાના નિયમોમાં ફેરફાર અને તેમની નિમણૂક. હિંદ સાથેનો પત્રવ્યવહાર એક અઠવાડિઆ સુધી સભાસદોને જોવા માટે મુકવામાં આવે છે. પણ તે નિયમ ખાસ પ્રકારના કાગળોને લાગુ પડતો નથી, એટલે હિંદી વજીરની સભા ફક્ત સલાહકારક મંડળ છે. તેની પાસે જેટલી સલાહ વજીર માગે તેટલી જ આપવાની હોય છે. તેમનાથી વજીરની આડે આવી શકાતું નથી. વજીર સભાની નામરજી હોવા છતાં વિગ્રહ આરંભ કરવાનો હુકમ પોતાની સત્તાને આધારે આપી શકે છે, એટલે પછી સભાને તેનો ખર્ચ મંજુર કર્યા સિવાય છુટકો નથી. હિંદનો અનુભવી કોઈ પણ માણસ આજ સુધીમાં હિંદી પ્રધાન નથી થયો એટલે તેની સભાના અહીં નોકરી કરી ગયેલા નવ સભ્યોનું વજન વિશેષ પડયું છે અને પડે છે.

હિંદી વજીરને 'બોર્ડ ઓફ કન્ટ્રોલ' 'સીક્રેટ કમિટી' અને ડાયરેક્ટર્સની બધી સત્તા મળી છે એટલે હિન્દના બધા વહીવટનો છેલ્લો કાબુ તેના હાથમાં હોય છે. તેથી તેની સત્તા અને જવાબદારી

વિશાળ છે એમ આપણે સામાન્ય રીતે કહી શકીએ, પણ વસ્તુતઃ શું છે અને કેમ છે તે અંદરનો માણસ જ જાણી શકે. સર જોન સ્ટ્રેચે જેને ઘણા વર્ષનો હિંદમાં તથા ઇંગ્લેંડમાં અનુભવ થયો છે તે કહે છે કે "હિંદી વજીરને જેટલા પ્રશ્નો બાબત વાઇસરાય પૂછે તેના જ જવાબ આપવાના હોય છે. આ પ્રશ્નોનો આધાર વાઇસરાયના ઉપર હોય છે. જો વાઇસરાય પોતાની જવાબદારી ઉપર કંઈ પણ કરવા ન માગે તો ડગલે ડગલે હિંદી વજીરને પૂછે અને નહિ તો થોડી બાબતમાં પૂછે. ખાસ મુદ્દાના પ્રશ્નોમાં વજીરની સલાહ હમેશાં લેવામાં આવે છે. ટુંકામાં કહીએ તો ભારે ખર્ચ વધાર્યા સિવાય હિંદી સરકાર પોતાનું હિંદની અંદરનું રાજ્યતંત્ર ચલાવવામાં સ્વતંત્ર છે એટલે સામાન્ય રીતે હિંદી વજીરને નવીન થોડું જ કરવાનું હોય છે. " હિંદી વજીરને 'બે અન્ડર સેક્રેટરીઝ' હોય છે. એક કાયમનો હોય છે તે બધું 'ઇન્ડિઆ ઑફિસ' નું કામ સંભાળે છે અને બીજો પાર્લામેન્ટરી હોય છે. તે બીજી સભામાં વજીરની વતી કામ કરે છે. હિંદી વજીર અને તેની ઑફિસનો બધો ખર્ચ ઇ. સ. ૧૯૨૦ સુધી હિંદની તીજોરીમાંથી અપાતો હતો. સંસ્થાનોના વજીરનો પગાર ઇંગ્લૅંડની તીજોરી આપતી તેથી સંસ્થાનોના વજીરના કામ ઉપર પાર્લામેન્ટ ટીકા કરી શકતી અને તેની ભૂલો દેખાડી શકતી. પરંતુ હિંદી વજીરનો પગાર હિંદમાંથી અપાતો હોવાથી તે સંબંધી પાર્લામેન્ટ લક્ષ આપતી નહોતી. વિશેષમાં હિંદનો વાર્ષિક ઉપજ ખર્ચ અને આરોગ્યનો હેવાલ પાર્લામેન્ટ પૂરી થવા આવે તે અરસામાં—મે માસમાં—રજુ કરાતો અને કરાય છે, એટલે તે તરફ કોઈ જોતું જ નહિ. 'કોરમ' જેટલા પણ સભાસદો હાજર નહોતા રહેતા. ('કોરમ' ૪૦ સભાસદોનું) કોરમ સંબંધી નિયમ એવો છે કે જ્યાં સુધી કોઈ માણસ હાજર સંખ્યા સંબંધી પ્રશ્ન ન પૂછે ત્યાં સુધી હાજરી કમી હોવા છતાં ચાલેલું કામ ગેરકાયદેસર

ન ગણાય. હિંદની કાળજી ઇંગ્લેંડે આજ સુધી આટલી બધી લીધી છે.

હિંદમાંના મુંબઈ, મદ્રાસ અને બંગાળાના ગવર્નરો, લશ્કરી સેનાપતિ અને કારોબારી સભાના સભાસદોને ઇંગ્લેંડનો રાજા હિંદી વજીરની સલાહ પ્રમાણે નીમે છે, વાઇસરાયને વડા પ્રધાનની સલાહ પ્રમાણે નીમે છે અને લેફ્ટેનન્ટ ગવર્નરોને વાઇસરાયની સલાહ પ્રમાણે નીમે છે.

કંપની સરકાર હિંદમા બધા નોકરો વિલાયતમાંથી મોકલતી. આ નોકરો કંપની સાથે કરાર કરીને આવતા તેથી તે બધા "કોવેનેન્ટેડ સિવિલ સર્વન્ટ્સ" કહેવાતા હતા. ઇ. સ. ૧૮૫૩ સુધી કંપનીના ડાયરેક્ટર્સ આવા નોકરો નીમતા, પણ ત્યાર પછી નીમવાને બદલે પરીક્ષા દાખલ કરવામાં આવી. અને ઇ. સ. ૧૮૩૩થી હિંદીઓને નોકરીઓમાં લેવાની છૂટ બક્ષ્યાથી બ્રિટિશ રાજ્યનો દરેક માણસ આ પરીક્ષા આપી શકે તેમ થયું. આ પરીક્ષા માટેની ઉમર, અભ્યાસ વગેરે બધું હિંદી પ્રધાન અને તેની સભા નક્કી કરે છે, અને વખતોવખત જે ફેરફાર કરવામા આવે છે તે પાર્લામેન્ટમાં રજુ કરવામા આવે છે, અને પરીક્ષા લેવાનું કામ હિંદી સિવિલ સર્વિસ પરીક્ષકો કરે છે. આ બધા હિંદી સનંદી નોકરો કહેવાય છે, પરંતુ પરીક્ષા વિલાયતમાં જ લેવાતી હોવાથી અને ઉમર, અભ્યાસ વગેરેનું ધોરણ નક્કી કરતી વખતે વિલાયતની સ્થિતિ ઉપર નજર રહેતી હોવાથી હિંદીઓ તેનો લાભ લઈ શકયા નથી. તેથી ઇ. સ. ૧૮૭૯માં એવો નિયમ કરવામાં આવ્યો કે પ્રાંતિક સરકારની ભલામણ ઉપર હોશિયાર માણસોને હિંદી વજીર પરીક્ષા લીધા સિવાય નીમે. આનો પણ લાભ હિંદીઓને પૂરતો નહિ મળવાથી ઇ.સ. ૧૮૮૭માં નીમાયેલા 'પબ્લીક સર્વિસ કમીશને' હિંદી સરકારની નોકરીના ત્રણ ભાગ પાડ્યા. એક હિંદી સનંદી નોકરો અથવા ઇન્ડિઅન સિવિલ સર્વન્ટ્સ છે જેમને હિંદી વજીર વિલાયતથી નીમે છે. બીજા પ્રાંતિક નોકરો

અથવા પ્રોવિન્શિઅલ સિવિલ સર્વન્ટ્સ અને ત્રીજાં સબોર્ડીનેટ સર્વન્ટ્સ. બીજા અને ત્રીજા વર્ગના નોકરોની પરીક્ષાનું ધોરણ, પગાર વગેરે હિંદી સરકાર નક્કી કરે છે. અને લાયક માણસ ત્રીજા વર્ગમાંથી બીજા વર્ગમાં અને બીજા વર્ગમાંથી પણ લાયક હોય તો અમુક જગ્યાઓએ 'ઇમ્પીરીઅલ સર્વન્ટ' પણ થાય છે. આ સિવાય પોસ્ટ, તાર, જંગલ, પોલીસ, કેળવણી, વૈદકીય તેમજ જાહેર બાંધકામનાં ખાતાંઓ માટે પણ નોકરોના ઉપર જણાવ્યા તેવા ત્રણ વર્ગ છે. તેમાં 'ઇમ્પીરીઅલ સર્વિસ'માં કેટલાકને પરીક્ષા લઇને અને કેટલાકને હિંદી પ્રધાનની પસંદગીથી નીમવામાં આવે છે. ઇમ્પીરીઅલ સર્વિસમાં લગભગ બધા જ યુરોપીઅનો હોય છે. પ્રોવિન્શિઅલ સર્વિસમાં યુરોપીઅનો અને હિંદીઓ હોય છે. જ્યારે સબોર્ડીનેટ સર્વિસમાં સામાન્ય રીતે હિંદીઓ હોય છે.

હિંદી રાજ્યતંત્રનું નામ નોકરશાહી છે, કારણકે હિંદનો વાઇસરાય સુદ્ધાં હિંદના પગારદાર નોકરો છે અને તે નોકરોની મરજી પ્રમાણે રાજ્ય ચાલે છે; એટલું જ નહિ પરંતુ હિંદી વજીરની સભામાં અને ખુદ પાર્લામેન્ટમાં પણ હિંદના થઇ ગયેલા ગવર્નરો અને પેન્શન ઉપર ગયેલા સનંદી નોકરો સભાસદ હોવાથી હિંદી સનંદી નોકરોનું દબાણ વિશેષ હોય છે. તેથી હિંદી સનંદી નોકરોની ઇચ્છા વિરુદ્ધ હિંદના રાજ્યતંત્રમાં જે કંઇ થાય તે તેમનું ન ચાલે ત્યારે બને છે.

હિંદી વજીર અને તેની સભાનું કામ સલાહ આપવા જેવું જ હોવાથી કેટલાક માણસો એમ માને છે કે હિંદના રાજ્યતંત્રને સુધારવા અથવા સારૂં કરવા હિંદને પાર્લામેન્ટમાં પ્રતિનિધિ મોકલવાનું થાય તો જ બને. પણ પાર્લામેન્ટમાં ૬૧૮ ઉમરાવ અને ૬૭૦ આમ સભાસદો છે. સ્કોટલેંડ અને આયર્લેંડને જે ધોરણે સભાસદો મોકલવાના છે તે ધોરણે જોતાં હિંદને ૧૨ કરતાં વધુ મોકલવાનો હક મળે તે અસંભવિત છે. હિંદના ત્રીસ કરોડને બાર મોકલવાના અને તે ૬૭૦ માણસોમાં

હિંદ માટે શું મેળવી શકે ? આયર્લેંડને પાર્લામેન્ટની આમની સભામાં સો સભાસદો મોકલવાનો ૧૮૦૧ની સાલથી હક છે. તેમ છતાં આયર્લેંડનો કારભાર પ્રજાને સંતોષકારક જણાયો નથી; અને વર્ષો થયાં ત્યાં રમખાણ ચાલ્યા કરે છે તે બતાવી આપે છે કે પાર્લામેન્ટની મારફત હિંદુસ્તાનનું ભવિષ્ય સુધરે તેમ નથી. વિશેષમાં મરહુમ દાદાભાઇએ સિવિલ સર્વિસની પરીક્ષા હિંદ અને ઇંગ્લેંડમાં સાથે લેવાનું બીલ પાર્લામેન્ટમાં પસાર કરાવ્યું હતું. પરંતુ મોન્ટ-ફર્ડ સુધારા સુધી તેનો અમલ થયો નથી તે દેખાડી આપે છે કે પાર્લામેન્ટમાં જઇને બીલ પસાર કરાવીને હિંદી રાજ્યતંત્રને સુધારવું તે અંધારા ઉલેચવા જેવું છે. અને જ્યારે આપણી ધારાસભાઓમા આપણું કાંઇ ચાલતું નથી તો પાર્લામેન્ટમાં શું ચાલે ?

હિંદી વજીરની સભામાં અહીંથી નોકરી કરી પેન્શન ઉપર ગયેલા વૃદ્ધ માણસો હોય છે. તેમનામા વૃદ્ધાવસ્થાને લીધે સ્વાભાવિક રીતે બેપરવાઇ હોય છે તેથી, જીંદગીના લાંબા અનુભવને અંતે જન્મેલી વચ્ચે ડખલ નહિ કરવાની ઇચ્છાને પરિણામે, સભાનું તેમજ જુદા જુદા ખાતાઓનું કામ આખી કમિટીઓના—નહિ કે વ્યક્તિઓના—મત ઉપર ચાલતું હોવાથી અને તે કામ વજીરને સલાહ આપવાનું જ હોવાથી સભા હોય કે ન હોય તેથી કંઇ ફેર પડે નહિ એ સ્પષ્ટ જણાય છે. વિશેષમાં સંસ્થાનોના વજીરને મદદ કરવા સભા નથી તો હિંદી વજીરને તેની શી જરૂર છે ? એટલે સભા ન હોય તો નુકસાન કંઇ ન થાય એમ આપણને સહેજે લાગે છે. પરંતુ હિંદ સંસ્થાનો જેટલું સ્વતંત્ર નથી. એટલે સંસ્થાનોના વજીરનો કાબુ જેટલો સંસ્થાનો ઉપર છે તેના કરતાં વધારે હિંદી વજીરનો હિંદ ઉપર કાબુ છે. એટલે જો વજીરને તેની સભા ન હોય તો વજીર ભારે સત્તાધીશ બની જાય. તેથી તેની સભા કાઢી નાખવી એ જોખમકારક છે. એટલે તે સભા રાખવી ખરી પણ તેને સુધારવાની જરૂર છે. લૉર્ડ ક્રુએ સભા સુધારવા સભાસદોને વ્યક્તિગત ખાતાંઓ સોંપ-

-વાનું બીલ આણ્યું હતું, પણ તે બીનજરૂરી સુધારો હોવાથી નાપાસ થયું. વાસ્તવિક સુધારો કરવાનો એ છે કે સભાના ૩/૪ કરતાં વધુ સભાસદો પેન્શનર ન હોવા જોઇએ. તેમજ ઓછામાં ઓછા હિંદી સભાસદો કુલ સભ્યોના ૧/૩ જોઇએ. આવો સુધારો કર્યો હોય તો તે ઠીક છે. પરંતુ તેવો સુધારો હજુ સુધી પણ નથી કર્યો. મોન્ટ-ફર્ડ સુધારાથી એવું ઠરાવ્યું છે કે જેમ બને તેમ હિંદી વજીર અને તેની સભાએ હિંદના કારભારમાં ઓછું આડે આવવું. એટલે વખત જતાં સંસ્થાનોના વજીરની માફક હિંદી વજીરને પણ સભા ન રહે.

---

પ્રકરણ ૩ જું

# વડી સરકાર

રેગ્યુલેટીંગ ઍક્ટથી બંગાળાનો ગવર્નર ગવર્નર જનરલ થયો, અને તેની સભા ચાર સભાસદોની નીમાઇ. વૉરન હેસ્ટીંગ્સને પડેલી અડચણોથી સભાસદોની સંખ્યા ચારને બદલે ઇ. સ. ૧૭૮૪થી ત્રણ રાખવામાં આવી. ઇ. સ. ૧૮૩૩થી ગવર્નર જનરલ બંગાળાનો કહેવાતો હતો તે હિંદનો કહેવાવા લાગ્યો. ઇ. સ. ૧૮૫૪થી ગવર્નર જનરલને બંગાળાના ગવર્નર તરીકેનું કામ કરવાનું બંધ થયું અને વાઇસરાયનો હોદ્દો ઇ. સ. ૧૮૫૮થી દાખલ થયો. (કાયદાથી નહિ પણ રૂઢિથી) વાઇસરાય વડા પ્રધાનની સલાહથી અને તેની સભાના સભાસદો હિંદી વજીરની સલાહથી નીમાય છે. વાઇસરાય રૂઢિ પ્રમાણે હિંદમાં પાંચ વર્ષ રહે છે. તે વખત દરમ્યાન દેશી રાજાનાં

નજરાણાં તથા સલામી વગેરે લે છે અને ખુદ રાજાની મારફ માફી બક્ષવાની સત્તા પણ તેને છે; કારણુ તે રાજાનો પ્રતિનિધિ છે. પણ તેને હિંદના કોઇ પણ રાજા સાથે લડાઈ કે સુલેહ કરવાની સત્તા હિંદી વજીરની પરવાનગી સિવાય નથી.

વાઇસરાયની સભા એટલે તેની કારોબારી સભા. તેમાં ઇ. સ. ૧૭૮૪થી ત્રણ સભાસદો હતા. ઇ. સ. ૧૮૩૩માં ધારાશાસ્ત્રી વધ્યો. ઇ. સ. ૧૮૬૧માં ખજાનચી વધ્યો. ઇ. સ. ૧૯૦૪માં વેપાર ઉદ્યાગ ખાતાનો સભાસદ વધ્યો અને ઈ. સ. ૧૯૧૧માં કેળવણી ખાતાનો સભાસદ વધ્યો. એ રીતે નવી વહેંચણી મુજબ વાઇસરાયની સભામાં છ સભાસદો અને સાતમો સેનાપતિ મળી સાત થયા. તેમનામાં ખાતાની વહેંચણી હિંદી વજીરની સભાની મારફ કમિટીઓમાં નહિ પરંતુ વ્યક્તિગત છે. અને તે નીચે મુજબ:—

૧. સ્વદેશ ખાતાનો સભાસદ

તેના હાથમાં દેશમાં થતા બળવા તથા રાજ્યદ્રોહ વગેરે અટકાવવાનું, સેનસ્પોરશીપનું, છાપાં ઉપરનો કાબુ, હથીઆરનો કાયદો, દિવાની ફોજદારી કાયદાનો અમલ, જેલખાતું, પોલીસખાતું તથા છુપી પોલીસખાતું, જાહેર સુખશાન્તિ ખાતું, વૈદકીય ખાતું, આંદામાન ટાપુનો વહીવટ, હિંદી સનંદી નોકરીઓને લગતું કામકાજ, પ્રાચીન શોધખોળ ખાતું અને બધા પ્રાંતોનાં કામકાજ ઉપર દેખરેખ રાખવાનું કામ છે. વસ્તીપત્રકનું કામ પણ તેને સોંપવામાં આવ્યું છે.

૨. નાણાંખાતાનો સભાસદ

તેની પાસે વડી તેમજ પ્રાંતિક સરકારની ઉપજ તેમજ ખર્ચ ઉપર દેખરેખ રાખવાનું કામ, દેવું, ટંકશાળ, જકાત, ખંડણી, સ્ટેમ્પ, અફીણ, મીઠું, સરકારી નોકરોના પગાર, રજા, પેન્શન વગેરે ઉપર નિર્ણય કરવાનો તથા ચલણ અને શરાફી કામકાજ સંબંધી ઠરાવ કરવાનું

કામ છે. તે બધો ઉપજ ખર્ચનો હિસાબ રાખે છે તથા તેની તપાસણી કરે છે અને એ રીતે પ્રાંતિક સરકાર ઉપર પણ દેખરેખ રાખે છે.

### ૩. ખેતીવાડી અને રેવન્યુ ખાતાનો સભાસદ

તેના હાથમાં મહેસુલ અને ખેતીવાડી ખાતું તેમજ જાહેર બાંધકામ ખાતું હોય છે. તેમાં જમીનમહેસુલ સંબંધી દેખરેખ, ખેતીવાડી સંબંધી શોધખોળ, ખેતીવાડી સંબંધી સુધારા તથા દુકાળનો અટકાવ અને નહેરો, રસ્તાઓ વગેરે બાંધવાનું કામ આવે છે.

### ૪. વેપાર અને ઉદ્યોગ ખાતાનો સભાસદ

તેની પાસે રેલવે, પોસ્ટ, તાર, જકાત, ખાણો વગેરે; પેટન્ટ આપવાનું; બંદરો, કારખાનાં, વહાણો; વેપારી ખબરો મેળવવાનું અને તે પૂરી પાડવાનું વગેરે કામો છે. રેલવેની દેખરેખ રાખવા માટે એક ત્રણ સભાસદોનું 'રેલવે બોર્ડ' નીમાય છે, એટલે તે તરફ તેને થોડું જ કરવાનું હોય છે. આ ખાતાને દેશનો વેપાર બરોબર ચાલે અને દરેક સ્થળની જરૂરીઆતો યોગ્ય વખતમાં પૂરી પાડી શકાય તે તરફ ખાસ નજર રાખવાની હોય છે.

### ૫. ન્યાયખાતાનો સભાસદ

તેના હાથમાં દેશને માટે કાયદાના મુસદ્દા તૈયાર કરવાનું અને વડી તેમજ સ્થાનિક સરકારોને કાયદાની સલાહ આપવાનું છે. વિશેષમાં ધારાસભાના કામમાં તેને સવિશેષ ભાગ લેવાનો હોય છે.

### ૬. કેળવણી ખાતાનો સભાસદ

તેને દેશની કેળવણીની પદ્ધતિ સંબંધી નિર્ણય કરવાનું તેમજ સ્થાનિક સ્વરાજ્ય ('લોકલ બોર્ડ' અને મ્યુનિસિપાલિટી)ની દેખરેખનું કામ સોંપેલું છે.

**૭. લશ્કર ખાતાનો સભાસદ**

તેના હાથ નીચે હિંદનુ લશ્કર, લશ્કરી વૈદકીય ખાતુ, તેમજ લશ્કર માટે સામાન પૂરો પાડવાનુ ખાતુ છે

**૮. વાઇસરાય**

તેના હાથમા પરદેશ ખાતુ છે તેમા (૧) હિંદની આજુબાજુ આવેલા રાજ્યો સાથેનો સબંધ, (૨) હિંદની સરહદ ઉપર રહેલી જાતો સાથેનો સબંધ તથા હિંદમાંનો દેશી રાજ્યો સાથેનો સબંધ આવે છે તે ઉપરાંત અજમેર, મેવાડ, બ્રિટિશ બલુચીસ્તાન, સરહદનો પ્રાંત અને આસામ વાઇસરાયની દેખરેખ નીચે છે આ સિવાય (૧) દેશી રાજાઓએ બ્રિટિશ રાજ્યને મદદ કરવા રાખેલા લશ્કર (ઇમ્પીરીઅલ સર્વિસ ટ્રુપ્સ) (૨) દેશી લશ્કરના ઉંચા હોદ્દાનુ શિક્ષણ આપવાની શાળા (દેશી રાજાઓના કુટુમ્બના તથા જમીનદાર વર્ગના યુવાનોને લશ્કરી તાલીમ આપી દેશી લશ્કરમા ઉચા હોદ્દા આપવાની યોજના કરવામા આવી છે), (૩) રાજકુમાર કૉલેજો, (૪) ખિતાબો આપવાના કામ વાઈસરાય પાસે છે

કારોબારી સભાના સભાસદો પૈકી ત્રણ સભાસદોએ હિંદી સનદી નોકર તરીકે ૧૦ વર્ષ કામ કરેલ હોવુ જોઈએ, અને એક બેરીસ્ટર જોઇએ અને સામાન્ય રીતે ખજાનચી તરીકે ઇંગ્લેંડનો અનુભવી માણસ આવે છે સેનાપતિ યુરોપીઅન જ હોય એટલે એક જ હિંદી વડી કારોબારી સભામા મિન્ટો–મોર્લીના સુધારા પછી નીમાવા લાગ્યો છે (કાયદાથી નહિ, રુઢિથી). કારોબારી સભાના દરેક સભાસદના હાથ નીચે સેક્રેટરી, અન્ડર સેક્રેટરી તથા બીજા કારકુનો વગેરે મળી મોટી ઑફિસ હોય છે અને તે વડે તેમનુ કામકાજ ચાલે છે. મોન્ટ–ફર્ડ સુધારાથી સભાસદોની સંખ્યાની હદ બાંધેલી નહિ હોવાથી ત્રણ હિંદી નીમાવા લાગ્યા છે પણ તેમને જવાબદારીવાળા કામો સોંપવામા નથી આવ્યા

ગ્રૅાંટ ડફે રસને તેની સભાનો કારોબાર અનુભવ થયો હતો ત્યારપછી એવુ ઠરાવવામા આવ્યુ છે કે હિંદની સુખશાંતિ અને સલામતી

બાબતો (Safety, tranquility and interest) સિવાયની બીજી બાબતોમાં સભાની બહુમતી પ્રમાણે ગવર્નર જનરલે ચાલવું જોઇએ, અને એ ત્રણ બાબતોને માટે ગવર્નર જનરલને પોતાની કાર્યવાહી-સભાના મતને પણ બાજુ ઉપર મુકવાની સત્તા છે. સામાન્ય રીતે દરેક ખાતાના સેક્રેટરી પોતાના ખાતાના તુમારના કાગળો તૈયાર કરી, પોતાના ખાતાના સભાસદ આગળ રજુ કરે છે. સામાન્ય બાબતોમાં સભાસદનો નિકાલ તે ગવર્નર જનરલ અને તેની સભાના ચુકાદા તરીકે લેખાય છે. તદ્દન સામાન્ય બાબતોનો ફડચો સેક્રેટરી જાતે જ લાવી દે છે. અને તે પણ ગવર્નર જનરલ અને તેની સભાના ચુકાદા તરીકે લેખાય છે. દરેક સભાસદ પોતાના ખાતાના અગત્યના તુમારના કાગળો પોતાના અભિપ્રાય સાથે વાઇસરાય પાસે મોકલે છે. જો વાઇસરાય તેમાં થોડા ફેરફાર સાથે પણ સંમત થાય તો તે ઠરાવ પણ ગવર્નર જનરલ અને તેની સભાના ચુકાદા તરીકે લેખાય છે. પણ જોખમદારી ભેડવાના કાગળો હોય અને વાઇસરાય તે ખાતાના સભાસદ સાથે સંમત હોય તોપણ તે કાગળોને સભાના બધા સભાસદોમાં અથવા જેની સલાહ લેવાની ખાસ જરૂર હોય તેટલા સભાસદોમાં ફેરવાવે છે. અને તે બાબતમાં વાઇસરાય સભાસદ સાથે એકમત ન થાય તે કાગળો સભા સમક્ષ રજુ થાય છે અને તેનો નિકાલ સભામાં થાય છે. સભા અઠવાડિઆમાં એક વખત મળે છે. જરૂરી કાગળો જે તે ખાતાનો સેક્રેટરી સીધો વાઇસરાય પાસે રજુ કરે છે અને તેનો નિકાલ કાંતો વાઇસરાય કરે છે અથવા તે ખાતાના સભાસદ પાસે નિકાલ કરાવવા મોકલે છે. સેક્રેટરી હિંદી સનંદી નોકર હોય છે. આ પ્રમાણે વાઇસરાય અને તેની કારોબારી સભાનું કામ ચાલે છે.

કંપની સરકારના વખતમાં જ્યારે બંગાળાનો ગવર્નર ગવર્નરજનરલ થયો ત્યારથી તેના હાથમાં હિંદની કુલ સત્તા રહેતી. ત્યાર પછી જેમ જેમ કંપનીનું રાજ્ય મોટું થતું ગયું તેમ તેમ હિંદની બધી સત્તા

એક જ હાથ રાખવી એ ઠીક ન લાગ્યુ, તેમજ બધી સત્તા વહેંચી નાખવી એ પણ સલાહ ભરેલુ ન લાગ્યુ. તેથી દરેક પ્રાંતને પોતાનુ કામ કરવાની કેટલેક અંશે છુટ ધીરે ધીરે આપી, અને કેટલાક કામો વડી સરકારે પોતાના જ કરીને રાખ્યા તેથી વડી સરકારની પાસે સત્તા અને કામ રહ્યા, તેમજ સાથે સાથે પ્રાંતિક સરકારને પણ કામ કરવાની છુટ મળી એટલે વડી સરકારે પરદેશ ખાતુ, દેશનુ રક્ષણ, મોટા કર, નાણા ખાતુ, દેવુ, જકાત, પોસ્ટ, તાર, રેલવે અને હિસાબ તપાસણીનુ કામ પોતાની પાસે રાખ્યુ છે. અને પ્રાંતની અંદરની બાબતો જેવી કે દિવાની, ફોજદારી, ન્યાય, જેલ, જમીનમહેસુલ, કેળવણી, વૈદકીય અને આરોગ્ય ખાતુ, મકાન તથા રસ્તાઓ, જંગલ, પોલીસ, મ્યુનિસિપાલિટી અને લોકલબોર્ડનુ કામ પ્રાંતિક સરકાર પાસે છે. આ ખાતાઓ ઉપર વડી સરકારની દેખરેખ સામાન્ય રીતે હોય છે. વડી સરકાર જુએ છે કે દરેક પ્રાંતમા રાજ્ય બરોબર ચાલે છે કે નહિ, અને તેની વખતોવખત તપાસણી કરે છે તેમજ સલાહ અને સૂચના પણ અપાય છે. પણ હવે મોન્ટ-ફર્ડ સુધારાથી પ્રાંતિક સરકારોને તો ઘણી સ્વતંત્રતા મળી છે, અને મળતી જાય તે તરફ વડી સરકારનુ ખાસ વલણ રહેતુ ચાલ્યુ છે. કારણ કે જે તે પ્રાંતની માહિતી પ્રાંતિક સરકારને જેટલી હોય તેટલી વડી સરકારને ન હોય એ સ્વાભાવિક છે.

---

Valabhjee Ramjee

## પ્રકરણ ૪ થું

# પ્રાંતિક સરકાર

હિંદનો વહીવટ ચલાવવા માટે નીચે મુજબ ભાગ પાડવામાં આવ્યા છેઃ (૧) મુંબઇ ઇલાકો (૨) મદ્રાસ ઇલાકો (૩) બંગાળા ઇલાકો (૪) સંયુક્ત પ્રાંત (૫) પંજાબ (૬) બિહાર અને ઓરિયાનો પ્રાંત (૭) મધ્ય પ્રાંત અને વરાડ (૮) આસામ (૯) દિલ્હી (૧૦) વાયવ્ય સરહદનો પ્રાંત (૧૧) બ્રિટિશ બલુચીસ્તાન (૧૨) અજમેર-મેવાડ (૧૩) આન્દામાન ટાપુઓ (૧૪) કુર્ગ (૧૫) બ્રહ્મદેશ.

મુંબઇ, મદ્રાસ અને બંગાળા ઇલાકા (Presidencies) કહેવાય છે, કારણ કે તે દરેક ઇલાકાનું કામ કંપનીના વખતમાં એક ગવર્નર (જે પ્રેસીડન્ટ થતો) અને તેની સભા દ્વારા ચાલતું. તેથી તે ઇલાકા (Presidencies) કહેવાયા. ત્રણે ઇલાકાની શરૂઆત કેવી રીતે થઇ તે ટુંકામાં પહેલા પ્રકરણમાં જણાવ્યું છે. તેમની હદમાં વખતોવખત ફેરફાર થઇ નાના મોટા થયા છે. હાલમાં મુંબઈ ઇલાકામાં સિંધ અને એડન પણ આવે છે. બંગાળા ઇલાકામાં બહુ જ ફેરફારો વખતોવખત થયા છે. એક વખત બિહાર, આસામ અને અયોધ્યા પણ બંગાળામાં હતાં. તેમાંથી તે હાલ છુટાં પડ્યાં છે. લૉર્ડ કર્ઝને બંગાળાના બે ભાગ પાડ્યા હતા, પણ રાજા પાંચમા જ્યોર્જે તે બંધ કરી તેનો ઇલાકો બનાવ્યો અને હિંદુસ્તાનની રાજધાની કલકત્તાને બદલે દિલ્હી કરી.

ઇલાકાના ગવર્નરો ઉમરાવ કુટુંબના અને અનુભવી આવે છે. તેમને મદદ કરવાને અડેકી કારોબારી સભા વધુમાં વધુ ચાર સભાસદોની હોય છે. તે સભાસદો પૈકી ઓછામાં ઓછા એક સભાસદે, તે સભાસદ તરીકે નીમાય તે પહેલાં, ઓછામાં ઓછાં બાર વર્ષ હિંદમાં

નોકરી કરેલી હોવી જોઇએ એક હિંદી સભાસદ મિન્ટો મોર્લિન વખતથી નીમાવા લાગ્યો છે આ સભાસદોને ગવર્નર હિંદી વજીરની સલાહથી નીમે છે. તેમની અને ગવર્નરોની મુદત પાંચ વર્ષની હોય છે આ ગવર્નરોને કેટલીક વખત સીધો હિંદી વજીર સાથે પત્રવ્યવહાર કરવાની તેમજ પોતાની સભાની વિરુદ્ધ જઇને પણ કામ કરી શકવાની સત્તા હોય છે ખાતાની વહેંચણી વડી સરકારની જેમ પ્રાંતિક સરકારે પોતાની કારોબારી સભાના સભ્યોમાં કરેલી હોય છે. પ્રાંતિક સરકારને શા શા કામ કરવાના છે તે ત્રીજા પ્રકરણને અંતે જણાવેલું છે ટુંકામાં ગવર્નર અને તેની સભા વચ્ચેનો સંબંધ તેમજ કામકાજની રીતિઓ વગેરે બધું વાઇસરૉય અને તેની સભાની જેમ છે મોન્ટ-ફર્ડ સુધારા પછી આ ઇલાકામાં કારોબારી સભામાં ચાર સભાસદો હોય છે. તેમાં બે હિંદીઓ આવે છે અને બે સનદી નોકરો હોય છે, અને પ્રધાન ત્રણ નીમાય છે તે તેમને સોંપેલા ખાતા સંભાળે છે મોન્ટ-ફર્ડ સુધારાથી દરેક પ્રાંતના ખાતાઓના બે વિભાગ—સ્વાયત્ત અને સોંપેલાં—એમ કરવામાં આવ્યા છે. સ્વાયત્ત ખાતાઓ કારોબારી સભાના સભ્યોને અપાય છે અને સોંપાયેલાં ખાતાઓ પ્રધાનોને અપાય છે પ્રધાનો ધારાસભાના ચુંટાયેલા સભાસદ હોવા જોઇએ અથવા પ્રધાન તરીકે નીમાયા પછી ૬ માસની અંદર ચુંટાવા જોઇએ પહેલાં ચાર વર્ષને માટે ગવર્નરે પ્રધાનો નીમેલા છે, પણ પછીથી ધારાસભા જેને નીમે તે જ પ્રધાન થઈ શકશે આ પ્રધાનોને સોંપાયેલા ખાતાઓનું ખર્ચ ધારાસભા મંજુર કરે તે પ્રમાણે થઇ શકે, અને, તેમને પગાર પણ ધારાસભા મંજુર કરે તેટલો જ મળી શકે વધુમાં વધુ પગાર તે પ્રાંતની કારોબારી સભાના સભ્યને જેટલો મળતો હોય તેટલો જ મળી શકે એમ કાયદાથી ઠરાવેલું છે. પ્રધાનો કારોબારી સભાના સભ્ય નથી, અને તેથી સ્વાયત્ત ખાતાઓ સંબંધી ગવર્નરે તેમની સલાહ લેવી જ જોઇએ એવું નથી પણ સોંપાયેલા ખાતાઓ સંબંધી કારોબારી સભાના સભ્યોની સલાહ ગવર્નર લે છે જ એટલે

પ્રાંતના વહીવટ માટે પાર્લામેન્ટ આગળ ગવર્નર અને તેની કારોબારી સભા જવાબદાર છે, અને તેથી પ્રધાનના કોઇ ગંભીર પગલા માટે ગવર્નરને યોગ્ય લાગે તે પ્રમાણે વર્તવાની સત્તા આપી છે. સોંપાયેલાં ખાતાંઓમાટે પ્રજા આગળ જવાબદાર પ્રધાનો છે, કારણ કે ધારાસભાઓ અને પ્રધાનોને, સોંપેલાં ખાતાંઓમાં જે જે ફેરફાર કરવા હોય, સુધારા કરવા હોય, વગેરે કરી શકે તેવી સત્તા આપેલી છે. એ રીતે પ્રાંતના વહીવટમાં થોડો ભાગ લોકોને આપ્યો છે અને જવાબદારી વહેંચી છે. મોન્ટ-ફર્ડ સુધારાનો સારામાં સારો અને લાભદાયી અંશ હિંદી પ્રજાને જે કંઇ મળ્યો છે તે આ છે. અને આને લીધે જ મોન્ટ-ફર્ડ સુધારા ઘણા વખણાય છે. સોંપાયેલાં ખાતાંઓ નીચે મુજબ છે:—

ઉદ્યોગ ખાતું, કેળવણી ખાતું, સ્થાનિક સ્વરાજ્ય, ખેતીવાડી ખાતું, આબકારી ખાતું, જાહેર બાંધકામ ખાતું, આરોગ્ય અને વૈદકીય ખાતું અને જંગલ ખાતું (જંગલ ખાતું ફક્ત મુંબઇ ઇલાકામાં જ સોંપાયેલું ખાતું છે).

બીજા પાંચ પ્રાંતોમાં પહેલાં લેફ્ટેનન્ટ ગવર્નરો અને ચીફ કમીશનરો તરીકે હિંદી સનંદી નોકરો પૈકીનાને વાઇસરાય રાજાની સંમતિથી નીમતો. મોન્ટ-ફર્ડ સુધારાથી તે પણ ગવર્નરો કહેવાય છે, અને હિંદી સનંદી નોકરો પૈકીના વાઇસરાયની સંમતિથી નીમાય છે. તેમનો દરજ્જો પહેલા ત્રણ ગવર્નરો કરતાં હલકો છે. સત્તા પણ કમી છે. અને સામાન્ય રીતે પ્રાંતોના ગવર્નર તરીકે આવનાર માણસે હિંદમાં નોકરી કરેલી હોવી જોઇએ તેવું ધોરણ છે. તેમને પણ કારોબારી સભા હોય છે અને તેમનું કામકાજ પણ ઉપર જણાવ્યું તે પ્રમાણે ચાલે છે. પ્રાંતોની પુનર્ રચનામાં લેફ્ટેનન્ટ ગવર્નર અને ગવર્નરના પ્રાંતો પાર્લામેન્ટની સંમતિ સિવાય નહોતા થઇ શકતા, પણ ચીફ કમીશનરના પ્રાંતો ગવર્નર જનરલ બનાવી શકતો. મોન્ટ-ફર્ડ સુધારાથી હિંદી વજીરની પરવાનગીથી ગવર્નર, લેફ્ટેનન્ટ ગવર્નર, તેમજ ચીફ કમીશનરના પ્રાંતો

ગવર્નર જનરલ બનાવી શકે છે ચીફ કમીશનરના પ્રાંતના વહીવટ માટે ગવર્નર જનરલ જવાબદાર છે તેના કાયદા પણ વડી ધારાસભામાં થાય છે દિલ્હી અને બાકીના પ્રાંતોનો વહીવટ ગવર્નર જનરલના હાથ નીચેના તે તે પ્રાંતના ચીફ કમીશનરો ચલાવે છે બ્રહ્મદેશનો વહીવટ લેફ્ટેનન્ટ ગવર્નર ચલાવે છે તેને હજુ જુદા સુધારા આપવાના છે

હિંદના પ્રાંતોમાં જે ચીફ કમીશનરના પ્રાંતો છે તે 'Non-Regulation' અને બાકીના 'Regulation' પ્રાંતો કહેવાય છે નોન રેગ્યુલેશન પ્રાંતોમાં અમુક ધારા ધોરણે કામ નથી ચાલતું, પણ કામ માટે ઘણો આધાર મુખ્ય અધિકારી ઉપર હોય છે, અને તેથી તેમને નોન રેગ્યુલેશન પ્રાંતો કહે છે સુધારા પછી હિંદમાં સિંધ એ એવો જ પ્રાંત છે. સાતા કમીશનરને કાયદાનું ભવન ઓછું છે

આ રીતે દરેક પ્રાંતને તેનો વહીવટ ચલાવનાર હાકેમ તથા ઘણા પ્રાંતોમાં તેને મદદ કરનાર સભાસદોની કારોબારી સભા, તેના સેક્રેટરી, અન્ડર સેક્રેટરી, કારકુનો વગેરે મોટી ઑફિસો સેક્રેટરીએટના નામથી ઓળખાતી હોય છે દરેક ખાતાના સેક્રેટરી હિંદી સનંદી નોકર હોય છે, અને તે સામાન્ય રીતે ત્રણ વર્ષ સુધી તે જગ્યા ઉપર રહે છે

પ્રાંતિક સરકારમાં નીચે જણાવ્યા પ્રમાણે મોટા મોટા અમલદારો હોય છે—

ડાયરેક્ટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રક્શન, પ્રેસીડેન્ની એન્જીનીઅર, ઇન્સ્પેક્ટર જનરલ ઓફ પોલીસ, ઇન્સ્પેક્ટર જનરલ ઓફ જેલ, ચીફ જસ્ટીસ ઓફ હાઇકોર્ટ, ઇન્સ્પેક્ટર જનરલ ઓફ રજીસ્ટ્રેશન, ચીફ મેડીકલ ઑફિસર વગેરે દરેક પ્રાંતના જુદા જુદા ખાતા વિષેની હકીકત જુદા જુદા પ્રકરણોના આવશે

## પ્રકરણ ૫ મું

# જીલ્લા સરકાર

પ્રાંતોને જીલ્લામા વહેંચી નાખવામાં આવ્યા છે. આવા ૨૬૮ જીલ્લા હિંદમાં છે. તે દરેકનો ઉપરી કલેક્ટર (જીલ્લાનું મહેસુલ ભેગું કરનાર) કહેવાય છે. કલેક્ટર તરીકે હમેશાં હિંદી સનંદી નોકર આવે છે. પણ નોન રેગ્યુલેશન પ્રાંતોમાં તેમને બદલે લશ્કરી અમલદારો પણ આવે છે. કલેક્ટર અને મુલકના ગર્વનરની વચ્ચે કમીશનર હોય છે, જેને જમીનમહેસુલ, જમીનના દસ્તાવેજો વગેરે સંબંધી જ કામ કરવાનું હોય છે, જ્યારે કલેક્ટરને ઘણાં કામ કરવાનાં હોય છે. બ્રિટિશ રાજ્યના સ્થંભ રૂપે કલેક્ટર જ છે. અણસમજુ લોકો તેને જ સરકાર માબાપ તરીકે ઓળખે છે, અને તેના ઉપર જ જીલ્લાની આબાદી વા બરબાદીનો આધાર હોય છે. કલેક્ટરને ઉપરી અમલદારોના હુકમ પ્રમાણે ચાલવાનું છે, પણ ઘણી વખત તેને મનનું સુઝ્યું જ કરવાનું હોય છે. તે મહેસુલ તેમજ આવકવેરો, કૂરી. ચીજોની ઉપજ તથા બીજા કરો વસુલ કરે છે. જમીન સંબંધી દસ્તાવેજો તેમજ રજીસ્ટરો રાખે છે. મૅજીસ્ટ્રેટ તરીકે ન્યાય આપવાનું પણ કામ હોય છે અને ખાસ કરીને ફોજદારી ગુન્હાની યોગ્ય અટકાયત માટે તેને લક્ષ આપવાનું હોય છે. તે સિવાય જીલ્લાના અમલદારો પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ, એકઝીક્યુટિવ એંજીનીઅર, સિવિલ સર્જન, એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ફૉરેસ્ટ ઑફિસર, વગેરે દરેક અધિકારી પોતપોતાના ઉપરીના હુકમ પ્રમાણે ચાલે, પરંતુ અગત્યની બધી બાબતો તેમને કલેક્ટર આગળ રજુ કરવાની હોય છે. અને કલેક્ટરને તેના જીલ્લામાં ચાલતા દરેક ખાતાના કામ ઉપર દેખરેખ રાખવાની હોય છે, એટલે તેને કાયદાનું ખેતીવાડીનું, બાંધકામનું, અર્થશાસ્ત્રનું, ખજાનચી વગેરેનું જ્ઞાન આવશ્યક

હોય છે. તેમજ તેને જીલ્લાના લોકોના જીવનનો પરિચય પણ આવશ્યક છે. તેને વર્ષનો ઘણો ભાગ જીલ્લાના મુખ્ય મથકે રહેવાનુ હોય છે, પણ વર્ષમા એક વખત તે જીલ્લામા મુસાફરીએ નીકળે છે, અને તે વખતે તે લોકોના જીવનની માહિતી મેળવે છે. હાથ નીચેના અધિકારીઓના કામની તપાસણી આ વખતે થઇ શકે છે. તે સિવાય જમીનમહેસુલના હિસાબી કામની તપાસણી પણ આ મુસાફરીમા જ થાય છે. આ કામમા તેને મદદ કરવા આસીસ્ટંટ કલેક્ટર (આઇ-સી-એસ.), ડેપ્યુટી કલેક્ટર તથા તેમના કારકુનો વગેરે હોય છે. જીલ્લાની વહેચણી તાલુકાઓમા કરેલી હોય છે. તેનો ઉપરી મામલતદાર અને તેના તાબામા અમુક સંખ્યાબંધ ગામો હોય છે. મામલતદારના કામ અને ફરજો કલેક્ટરના જેવા, પણ નાના પાયા ઉપર અને તેના તાલુકા પૂરતા જ હોય છે તેને મદદ કરવા અવલ કારકુનો તથા બીજા નોકરો હોય છે. મામલતદારના હાથ નીચે દરેક ગામમા મહેસુલ માટે એક મુખી અને એક તલાટી હોય છે.

દરેક ગામ જ્યારે વસાવેલુ ત્યારે તેનો વસાવનાર ઘણુ કરીને હાલના મુખીના કુટુબનો બાપદાદો હતો વસાવનાર માણસે જ્યા ખેતી નહોતી થતી તે જગ્યાએ જઇ ખેતી કરવા માડી, અને બીજા ખેતી કરવા તેમજ મદદ કરવા માટે સુથાર, લુહાર વગેરે આવી વસ્યા, તેથી તે વસવાયા કહેવાય છે. આ રીતે ગામ બન્યુ. અને તે વખતના રાજાએ તે બધી જમીન ગામના ધણીની જ ગણી, અને મહેસુલ પેટે અમુક રકમ લેવાનુ રાખ્યું એ રીતે ગામની બધી જમીન મૂળ વસાવનારની હતી અને કારીગર કોમોને, ધાર્મિક સંસ્થાઓને તેમજ બીજી સાર્વજનિક ઉપયોગી કામો માટે આખા ગામની જમીનમાથી જમીન કાઢી અપાતી. કેટલીક જમીન ગૌચર માટે કાઢી તે ચરા કહેવાયા. અને બીજી જમીન ખેડવા તથા ખેડાવવા રાખી. આ સામાન્ય રીતે દરેક ગામનો ટુકો ઇતિહાસ છે. ગામ વસાવનારને મૂળ માણસ તરીકે ગણીને હાલની બ્રિટિશ સરકારે પણ મુખી—મુખ્ય માણસ—તરીકેનો

તેનો હક વંશપરંપરાનો કાયમ રાખેલો છે. દરેક ગામ સ્વતંત્ર અને સ્વાશ્રયી હતું. તેની જરૂરીઆતો માટે ગામે પોતે જ શિક્ષકો તેમજ કારીગરો વસાવ્યા હતા. ગામનું રક્ષણ કરવા ચોકીદારોને પણ જમીન મળતી, અને ન્યાય વગેરે ચુકાદા આપવાનું કામ ગામનું પંચ ચોરે બેસી કરતું. એ રીતે રક્ષણ અને ન્યાય માટે પણ બહારની સત્તા ઉપર આધાર રાખવાનો નહોતો. ગામનાં સાર્વજનિક કામો જેવાં કે કુવા, હવાડા, વાવ, તળાવ, સંતસાધુને માટે અન્નક્ષેત્ર, વૈદકીય મદદ, વગેરે બધું કામ મુખીની દેખરેખ નીચે બરોબર ચાલતું. આ બધું કામ કર્યાં બદલ મુખીને મહેનતાણું લેવાનું ન હતું. ગ્રામ્ય-સ્વરાજ્ય આવું હતું. બહારની સત્તા લોકોને કનડી શકતી નહોતી, અને સાર્વજનિક કામો તરફ બેદરકારી પણ નહોતી રહેતી. હિંદમાંનાં કેટલાંએક ગામો એક માણસે નહિ પણ એક ટોળીના પાંચ દશ માણસોએ થઈને વસાવ્યાં છે અને ત્યાં પણ ઉપર જણાવ્યા પ્રમાણે સ્વરાજ્ય હતું.

આ ગ્રામ્ય-સ્વરાજ્ય બહુ જુના વખતનું છે. તે ક્યારે શરૂ થયું તે કહેવું મુશ્કેલ છે. પણ અત્યાર સુધીમાં હિંદમાં જે જે રાજ્યો સ્થપાયાં અને લય પામ્યાં તેમાંના કોઈએ આ ગ્રામ્ય-સ્વરાજ્યનો નાશ નહોતો કર્યો, પણ તે નાશ બ્રિટિશ સરકારને હાથે થયો છે. મુખી ગામ-ધણી હતો. તેને વાર્ષિક રૂ. ૮૦ થી રૂ. ૧૦૦ આપવાના કરી સરકારી નોકર બનાવ્યો. અને લોકોનું ભલું વગર પૈસે કરતો તેને બદલે પૈસા વિના લોકોનું ભલું ન થઈ શકે તે પાઠ મળ્યો. તે ગામધણી મટી એક ખેડુત બન્યો અને ગામની બધી જમીન સરકારી થઈ. (આ સંબંધી વધારે જમીનમહેસુલના પ્રકરણમાં આવશે) ગામનાં સાર્વજનિક કામો ગામના લોકો મળીને કરતા તે સરકાર કરવા લાગી તેથી તેમનું દુર્લક્ષ થયું. અને તળાવ, કુવા, હવાડા, વગેરે તો શું પણ ચોમાસાથી રસ્તામાં પડેલી એકલવેરો પુરવાના કામ માટે પણ દરેક સરકાર તરફ દીન નજરે જોવા લાગ્યા. સ્વાશ્રયનો પાઠ ભુલાયો. અને સરકાર કેટલું કરે છે તે આપણી નજર બહાર

નથી રહ્યુ. ગામના ચોકીદાર વગેરે હતા, તે ઉપરાત પોલીસ મુખ્ય પોલીસ થયેલી બધી ચોરીઓ શોધી કાઢવા નથી બધાઈ, પણ બને તેટલી શોધી કાઢવા અને તે પણ પગારદાર અને પરગામી હોવાથી ગામની ચોરી માટે જેટલુ પહેલા ચોકીદારને લાગતુ તેટલુ તેને ન લાગે તે સ્વાભાવિક છે ચોકીદાર પણ ગામના મટી સરકારી નોકર ગણાયા એ રીતે ગામનો એકસપ ન રહ્યો એકસપથી કરવાનુ કામ બધ થયુ, અને પરિણામે ન્યાય માટે પણ ખર્ચ કરી કોર્ટે ચડવાનુ થયુ ગામની ચરની જમીન ઢોરને માટે ચરવાની હતી, તે બ્રિટિશ સરકારે પોતાની ઊણી મહેસુલ વધે તે માટે ખેડાવા માડી અને તેને પરિણામે ગાયો, બકરા, ઘેટા વગેરેની તેમજ તેમને રાખનાર રબારી, ભોઇ, ભરવાડની વસ્તી ઘટતી ચાલી છે, તેથી દૂધ, ઘી ઇત્યાદી પ્રજાની પહેલી જરૂરીઆત સખત મોંઘી થઇ અને લોકોને ઓછી મળવા લાગી છે ગામની વસાયનો જેવી કે સુથાર, લુહાર વગેરે પહેલા એકબીજાને મદદ કરવા કામ કરતી અને સપ રાખતી તેને બદલે ગરજ હોય તો કામ કરવે તેવા વિચારની થઇ એટલે પરસ્પર સહકાર ઓછો થઇ ગયો બ કે જતો રહ્યો એમ કહીએ તો ચાલે આવા ગ્રામ્ય-સ્વરાજ્યના વખાણ દરેક અંગ્રેજ વા અન્ય મહગૃહસ્થે કર્યા છે અને તેનો નાશ થવાથી દિલગીરી બતાવી છે હાલમા શી સ્થિતિ છે તે હવે જોઇએ

દરેક ગામમા સરકારનો નોકર તલાટી હોય છે તે ગામના જમીનનુ દફતર રાખે છે. મહેસુલનો હિસાબ રાખે છે પાકની આનાવારીનુ પત્રક તૈયાર કરે છે ગામના ચરના પૈસાની ઉપજ, વનનું ખાતર, ખરાબાની જમીનનુ ઘાસ વગેરે નાની મોટી બધી ઉપજનો હિસાબ તેની પાસે રહે છે મુખી જમીનમહેસુલના પૈસાનો વસુલાતદાર હોય છે તેનુ તે તાલુકે ભરણુ કરે છે, અને ગામની સુલેહશાંતિનું કામ તેની પાસે હોય છે. આ મદદ તેને પગાર મળે છે શાળામા શિક્ષક સરકારી હોય છે ચોકીદાર પણ હાલમ

તરફથી પગાર મળવાથી સરકારી નોકર બન્યા છે. દરેક સરકારી નોકર બનેલાની નજર તેના ઉપરી અધિકારીને રાજી કરવા તરફ હોય છે કે જેથી તેનો પગાર વધે. તેને લીધે વેઠ જેવા ત્રાસો પ્રજા ઉપર ચઢવા લાગ્યા, અને ગામનું ભલું જોવા તરફ એક પણ સરકારી નોકર બનેલાની નજર ન રહી. ઉલટું તેઓ સરકારથી ડરવા અને ડરાવવા લાગ્યા. મુખી પણ ગામ વસાવનાર સિંહનો બાળક મટી શિયાળ બન્યો અને સરકારી અમલદારોથી ડરવા લાગ્યો.

કલેક્ટર તથા મામલતદાર જેવા સરકારી નોકરોથી મુખી જેવા માણસો પણ ડરે તેનાં કારણો ઘણાં છે. ગ્રામ્યસ્વરાજનો નાશ એ મુખ્ય છે, પણ તે સિવાય કલેક્ટર તથા મામલતદારના હાથમાં જજ તરીકેની સત્તા એ પણ કારણ છે. બંગાળાની દિવાની મળ્યા પછી જમીન-મહેસુલ ઉઘરાવનાર અમલદારને ન્યાયનું કામ હેસ્ટીંગ્સે સોંપ્યું હતું. અને તે દિવસથી થોડાઘણા ફેરફાર સાથે આજ સુધી તે પ્રમાણે ચાલતું આવ્યું છે. કલેક્ટર તથા મામલતદારને કામ ઘણાં અને જુદી જુદી જાતનાં હોવાથી તેમાંથી પરવારી ન્યાય આપવાના કામમાં શાંત ચિત્તે તે બેસી શકે નહિ તે સ્વાભાવિક છે અને તેથી અન્યાય થઇ જવાનો સંભવ ઘણો છે. વળી મામલતદાર તથા કલેક્ટરનો પોતાના વિભાગના અમુક અમુક માણસો પ્રત્યે અમુક પ્રકારનો અભિપ્રાય એક વા બીજા કારણે બંધાઇ ગયો હોય છે. તેથી એવા માણસોને તો ઘણી વખત અન્યાય મળે છે. અને ફોજદારી તેમજ જમીન સંબંધીના ચુકાદામાં તો ઘણી જ વખત અન્યાય થયેલો જોવામાં આવે છે. વિશેષમાં આ નોકરો મુસાફરીમાં હોય તે વખતે કોઇએ કંઇ જોઇતી ચીજ તેમને ન આપી હોય તો તેને લીધે પણ અન્યાય થાય છે એ દેખીતી વાત છે. આવું હોવાથી હિંદી પ્રજાએ કલેક્ટરમાં મહેસુલી અમલદાર અને ન્યાયાધીશ તરીકેનાં બે કામો ભેગાં છે તે જુદાં પાડવા માટે વારંવાર માગણી કરી છે. ઇંગ્લેંડમાં પણ ન્યાય આપનાર જુદો છે. પણ નોકરશાહી સરકાર આ બંને

કામો પોતાનો દાબ પ્રજા ઉપરથી ઓછો થાય તે ખાસ કારણને લીધે જુદાં પાડવા નથી માગતી. સરકારની દલીલ એ છે કે કલેકટરના ચુકાદા ઉપર ઉપલી કોર્ટમાં અપીલ કરવાનો રસ્તો છે એટલે એ કામો માટે એ અમલદારો રોકી ખર્ચ વધારવું જરૂરનું નથી. બીજું લોકો કાયદાની બારીકીઓ સમજતા નથી એટલે બરોબર તપાસ કરીને જાણીતો માણસ જ ન્યાય આપી શકે અને તેથી પ્રજાને યોગ્ય વખતે યોગ્ય રાહત આપી શકાય. પણ તેમની પાસેથી ન્યાય કેટલો મળે છે તે પ્રજાની જાણ બહાર નથી, અને ઉપલી કોર્ટે અપીલ કરવામાં સરકારના નોકરોના જ ગજવાં ભરવા ખર્ચ થાય એ દેખીતી વાત છે.

## પ્રકરણ ૬ ઠું

# જમીનમહેસુલ

હિંદની વસતીના ૮૫ ટકા ખેતી અને તેને લગતા ઉદ્યોગો ઉપર જીવન ગાળે છે. આ ખેતીપ્રધાન દેશમાં જુના જમાનામાં ઉત્પન્નનો ૧/૬ થી ૧/૪ સુધીનો ભાગ રાજાનો ગણાતો અને તે પાકમાં જ લેવાતો. શેરશાહ અને અકબરે ટોડરમલની મદદથી પાકને બદલે પૈસામાં તે ભાગ લેવાનું ઠરાવ્યું; અને તે માટે જમીન મપાઇ તેની જાત નક્કી કરવામાં આવી. અને પાછળનાં દશ વર્ષમાં થયેલા પાકની સરાસરી લેવામાં આવી અને ભવિષ્યમાં કેટલું મહેસુલ લેવું તે નક્કી કરવામાં આવ્યું હતું. મોગલાઇ રાજ્યના અંતમાં જમીનમહેસુલ માટે

તાલુકા અને ગામો ઇજારે અપાતાં. સરકાર વધારે પૈસા આપનારને વસુલાતનું કામ સોંપતી અને તે જેટલા પૈસા લોકો પાસેથી કઢાવાય તેટલા કઢાવતો. આ પ્રમાણે જુલમ થવા લાગ્યો. કંપની સરકાર પણ બંગાળાની મહેસુલ આ પ્રમાણે ઉઘરાવતી, પણ ત્રાસ વધી જવાથી, ભારે દુકાળ પડવાથી અને વસુલાતનું કામ અચોક્કસ બની જવાથી મોગલાઇના વખતમાં જે લોકો ઇજારે રાખતા તેમને કંપની સરકારના સ્તંભ રૂપ કરવા માટે તે ઇજારદારોને જમીનદાર બનાવી દીધા. અને તે વખતે તેઓ ખેડુતો પાસેથી જેટલા પૈસા ઉઘરાવતા તેના ૯૦ ટકા લેવાનું કાયમને માટે લૉર્ડ કોર્નવોલીસે ઇ. સ. ૧૭૯૩માં નક્કી કરી દીધું. આગ્રા અને અયોધ્યાના પ્રાંતો તાબામાં આવ્યા ત્યારે ત્યાંના જમીનદારોએ ખેડુત ગણવા સામે સખત વાંધો ઉઠાવવાથી તેમને શાંત પાડવા જમીનદાર ગણવામાં આવ્યા, પણ જમીનમહેસુલ કાયમી ન રાખ્યું. મદ્રાસના ⅕ ભાગમાં પણ આવી જમીનદારી પદ્ધતિ છે. પંજાબ અને અયોધ્યાના પશ્ચિમ ભાગમાં જમીનદારી પદ્ધતિ જુદા પ્રકારની છે, જે તાલુકદારીના નામથી ઓળખાય છે. ત્યાં એક જ માણસ જમીનદાર નથી હોતો, પણ પાંચ સાત માણસ વા કુટુંબી થઈ એક ગામના તાલુકદાર ગણાય છે. ત્યાં પણ મહેસુલ કાયમી તો નથી, પણ આમાં અને રૈયતવારીમાં હવે ફેર ફર થતો જાય છે. મુંબઇ અને મદ્રાસ ઇલાકામાં ખાસ કરીને રૈયતવારી પદ્ધતિ છે, જેમાં કોઇ પણ ગામની જમીન એક જમીનદારને હાથ નથી. ગામના દરેક ખેડુતનું ખાતું સરકારને ચોપડે હોય છે અને દરેક ખેડુત સરકારને મહેસુલ ભરે છે. આમ હિંદમાં જમીનદારી અને રૈયતવારી એવી બે પદ્ધતિઓ છે. જમીનદારીમાં એક જમીનદાર મોટી જમીનવાળો ખેડુત છે, જે જમીન બીજા ખેડુતો પાસે ખેડાવે છે. રૈયતવારીમાં દરેક ખેડુત જમીન ખેડે છે અને સરકારને જવાબદાર છે. જમાબંધી પણ બે પ્રકારની છેઃ—કાયમી અને મુદતબંધી. કાયમી જમાબંધી બંગાળામાં જ છે. બીજે બધે મુદતબંધી એટલે પાંચ, દશ, વીશ કે ત્રીશ વર્ષને માટે હોય છે.

દરેક ગામની જમીનની વર્ગણી:—જેવી કે રેતાળ, કાળી, ગોરાડુ— તથા પાકની ઉપજ પાછલાં વર્ષોની જોઇ તેની સરાસરી કાઢી નવા ત્રીસ વર્ષ માટે મહેસુલ નક્કી કરવામાં આવે છે. આ મુદતમાં ખેડુત જમીન સુધારે તો તેના લાભ ખેડુતને મળે છે. પણ જમાબંધી નક્કી કરવાની આ રીત ઘણી ભૂલભરેલી છે. ગામની જમીનની વર્ગણી કરી તેને પાણી માટે કઇ જાતની કેવી અગવડ છે તેની હિસાબમાં ગણતરી કેવી રીતે કરવી તે અચોક્કસ છે. પાછળના વર્ષોના પાક માટે તલાટીનું પાણીપત્રક જ હોય છે. તે કેટલું ખરૂં અચોક્કસ છે એ કોઈની જાણ બહાર નથી, અને તેની સરાસરી કાઢી તેના ભાવ કયો ગણવો તે મુશ્કેલ છે, કારણ કે ભાવ હમેશા એક સરખા હોતા નથી; એટલે સરકારે પોતાની બાજુ સાચવી લીધા પછી ભાવની વધઘટને લીધે ખોટનફાનો ભાગીદાર ખેડુતને જ વગર પૂછયે બનાવી દીધો છે. આવી રીતે ઉપજ નક્કી થયા પછી સરકાર ખેડુતને પાક ઉત્પન્ન કરવામાં થયેલા ખર્ચ બદલ અમુક રકમ કાપે છે, અને ત્યાર પછી જે ઉત્પન્ન રહે તે ખેડુતનું ચોકખું ઉત્પન્ન કહેવાય છે. આવા ચોકખા ઉત્પન્નના ૫૦ ટકા મહેસુલ તરીકે લેવાનું ધોરણ રાખેલું છે. આ આકડો પ્રથમ આખા જીલ્લા માટે નક્કી કરાય છે, અને તેની દરેક ગામની જમીનના પ્રમાણમાં ફાળવણી થાય છે. આવી રીતે ફાળવણી થવાથી કેટલીક સારી જમીનને લાભ મળે છે અને રાશીને શોષવું પડે છે. એટલે આ પદ્ધતિથી દરેક ખેડુતને સરખો લાભ નથી જ મળતો. વિશેષમાં આ મહેસુલ ત્રીસ વર્ષને માટે નક્કી થાય છે. આવી દરેક નવી જમાબંધી વખતે જે મહેસુલ વધે તે લોકોને એકદમ ભારે ન પડે તે માટે તેનું ધોરણ નીચે પ્રમાણે રાખ્યું છે:— (૧) જુના મહેસુલ કરતાં તાલુકાનું મહેસુલ ૧/૩ કરતાં વધારે વધવું ન જોઇએ. (૨) ગામનું ૨/૩ કરતાં વધારે ન થવું જોઇએ. (૩) અને દરેક વ્યક્તિનું ૧/૨ કરતાં વધારે ન થવું જોઇએ. (૪) કોઇ ખાસ સંજોગોમાં મહેસુલ આથી વધારે વધારવામાં વાંધો નથી. (૫) વધેલું

મહેસુલ પહેલાં બે વર્ષ ચાર આની, પછીનાં બે વર્ષ આઠ આની એમ ધીરે ધીરે વધારે લેવાનું રાખ્યું છે.

આ સિવાય દર વર્ષે થતા પાકનું પત્રક પાક ઉતર્યો ન હોય તે પહેલાં તલાટીને ભરીને કલેક્ટરના તરફ મોકલવાનું હોય છે. અને કેટલી આની પાક થયો છે તે જોઇને કલેક્ટર મહેસુલ ઉઘરાવવાનો હુકમ આપે છે. મહેસુલ ખેડુતો પાસેથી વસુલ કરી શકાય તે માટે ખરીફ અને રવિ પાક તૈયાર થાય તે મોસમમાં જ તેના હપ્તા રાખેલા હોય છે, અને ખેડુત પોતાના પાકને તુર્ત વેચી પૈસા ભરી દે છે. મહેસુલ ઉઘરાવવાનું કામ તલાટીનું મુખ્ય કામ ગણાય છે. જ્યારે આનાવારીના પત્રક પ્રમાણે ચાર આનીથી ઓછો પાક થાય ત્યારે મહેસુલ મુલતવી રખાય છે, અને છ આની થયો હોય તો અર્ધું મહેસુલ મુલતવી રખાય છે. મુલતવી રહેલું મહેસુલ સારાં વર્ષોમાં વસુલ કરાય છે.

## સોળ આની પાકની આનાવારી કાઢવાની રીત

| પાક | એકર | એક એકરમાં સાધારણ એટલો પાક થાય | આ સાલ કેટલો પાક થયો | પાકની આની | એકર અને પાકની આનીનો ગુણાકાર |
|---|---|---|---|---|---|
| બાજરી | ૯૦૦ | ૨૦ | ૨ | ૧॥ | ૯૦૦×૧॥=૧૩૫૦ |
| ડાંગર | ૧૫૦ | ૪૫ | ૧૫ | ૫ | ૧૫૦+૫ = ૭૫૦ |
| કડપ અને સુડીયું | ૪૦૦ | ૮૦૦ પુળા | ૨૦૦ | ૪ | ૪૦૦×૪ =૧૬૦૦ |
| કોદરા | ૭૦ | ૪૦ | ૩ | ૧। | ૭૦×૧। = ૮૭॥ |
| બાવટો | ૧૫૦ | ૪૦ | ૧૦ | ૪ | ૧૫૦+૪ = ૬૦૦ |
| તુવેર | ૧૦૦ | ૧૮ | ૧ | ૧ | ૧૦૦×૧ = ૧૦૦ |
| કઠોર | ૯૦૦ | ૨૦ | ૪ | ૩ | ૯૦૦×૩ =૨૭૦૦ |
| દીવેલા | ૨૦૦ | ૩૦ | ૨ | ૧ | ૨૦૦×૧ = ૨૦૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| પડતર | ૬૦૦ | ૦ | ૦ | ૦ | ૬૦૦×૦ = ૬૦૦ |
| કપાસ | ૫ | ૧૫ | ૫ | ૫ | ૫×૫ = ૨૫ |
| તલ | ૧૬ | ૪ | ૦॥ | ૨ | ૧૬×૨ = ૩૨ |
| શેરીઆ | ૫ | ૬ | ૧ | ૨॥ | ૫×૨॥= ૧૨॥ |
| પીતમોલ | ૬૦ | ૨૦ | ૮ | ૬ | ૬૦×૬ = ૩૬૦ |
| | ૩૫૫૬ | | | | ૭૮૧૭ |

૭૮૧૭–૩૫૫૬=૨.૨ આટલી આની પાક થયો ખરીફ અને રવિ પાકની આનાવારી જુદી કાઢી તેનો સરવાળો કરી જે આવે તેટલી આની પાક થયો છે એમ સરકાર ગણે છે એટલે ખરીફ પાક ૧૦ આની થયો હોય અને રવિપાક બીલકુલ નિષ્ફળ જાય તોપણ સરકારને હિસાબે દશ આની પાક કુલ ગણાય. પણ ખરી રીતે આખા વર્ષના પાકની ભેળ આની મુકાતી હોવાથી એકંદર પાક દશ આની નહિ પણ પાચ આની થયો ગણાય. વિશેષમા આ આનાવારીનો હિસાબ કેટલો અચોક્કસ છે તે ખેડા જીલ્લાના સત્યાગ્રહ વખતે માલમ પડ્યુ છે તલાટીએ વડથલ ગામનો પાક બાર આની ગણેલો, ખુદ કલેક્ટરે જાતે આની ગણેલો ત્યારે સાત આની થયો, અને ગાંધીજીએ ગણ્યો ત્યારે બે આની થયો જમાબંધીને ચોક્કસ પાયા ઉપર મુકવાને અત્યાર સુધીમા ઘણા પ્રયત્નો થયા છે, પણ તે બધાનુ પરિણામ ઉપર જણાવ્યુ તેમ શૂન્ય આવ્યુ છે

જમીનદારી જમીનના ખેડુતોને રાહત આપવા માટે ખાસ કાયદા કરેલા છે. જે ખેડુતે બાર વર્ષ સુધી ખેતર ખેડ્યુ હોય તેને જમીનદાર ખેડુત તરીકે કાઢી શકે નહિ અને તેની લાગુ-સાથ પાચ વર્ષની અંદર વધારી શકાય નહિ. આવા ખેડુતોની સખ્યા હાલમા એંશી ટકા જેટલી થઈ છે અને દિવસે દિવસે વધતી જાય છે. જે ખેડુતો પોતાની જમીન ખેડે છે અને દેવુ કરીને સરકારને મહેસુલ

ભરે છે તેઓની જમીન બીનખેડુતોના હાથમાં ન જાય અને ખેતીમાં નુકસાન ન આવે તેવી જાતના કાયદા કર્યા છે. તેનાં હળ, બળદ વગેરે ખેતીનો સામાન હરરાજ ન થઇ શકે. આ કાયદો એક વાત તો અવશ્ય સૂસવે છે કે જમીનમહેસુલ એટલું બધું ભારે છે કે લોકો પાસે બાકી કંઇ રહેતું નથી. બીજું દિવસે દિવસે જમીનના નાના નાના ટુકડા થતા જાય છે અને તેથી પણ ખેતી બગડતી ચાલી છે. આ સ્થિતિ સુધારવાને પણ હજુ કંઇ થઇ શક્યું નથી.

વધારે ગંભીર સવાલ જમીનમહેસુલ કર છે કે ભાડું છે તે છે. સરકાર આને ભાડું ગણે છે. બધી જમીન સરકારી ગણી નાનો મોટો દરેક સરકારનો ખેડુત ગણાય છે. જે જ્યાં સુધી સરકારની સાંથ ભાડું આપે ત્યાં સુધી તે જમીન ખેડી શકે છે, જ્યારે તે ન આપે ત્યારે સરકાર તેનો ખેડવાનો હક હરરાજ કરી ભાડું વસુલ કરે છે અને બીજાને ખેડવા આપે છે. સરકારને તે જમીન કોઇ પણ કામ માટે જોઇતી હોય તો તે લઇ શકે છે, તેથી તે સરકારની માલિકીની છે. જમીનનાં ઘરેણીઆં કે વેચાણ દસ્તાવેજો થાય છે તે જમીન ખેડવાના હક પૂરતા જ છે. અને જમીનની અંદરથી જો કંઇ નીકળે તો તે સરકારનું ગણાય છે તેથી પણ તે સરકારી છે એમ સ્પષ્ટ છે. ભાડું હોવાથી તે વધારી ઘટાડી શકાય છે. આ બધી દલીલો સાથે સરકારે પોતાની કાયદાપોથીએ લોકોને જણાવ્યા સિવાય જમીનને સરકારી ઠરાવી દીધી છે. જમીન લોકોની છે અને જમીનમહેસુલ એ કર છે એવું પ્રજાપક્ષના બધા માણસો કહે છે. તે આવક ઉપરનો કર હોવાથી ખેડુત પાસેથી બીજો આવકવેરો લેવામાં આવતો નથી. જમીન સંબંધીના દસ્તાવેજોમાં જમીન વેચવાનું લખવામાં આવે છે, નહિ કે ખેડવાનો હક વેચવાનું. આવી લખવાની રૂઢિ પરાપૂર્વથી ચાલતી આવી છે, તે માલિકી કોની છે તે સ્પષ્ટ કરે છે. વિશેષમાં જમીન ખેડુતની ન હોય તો જમીનવેચાણના દસ્તાવેજો સરકાર શા માટે વગર આનાકાનીએ રજીસ્ટર કરે છે? એક બાજુએ જમીનને

ખેડુતોની ગણી બીજી બાજુએ જમીનમહેસુલને ભાડું કહેવું તે વાંધાઈ છે. આવકવેરો આવકના પ્રમાણમાં વધીઘટી શકે તેમ મહેસુલ વધેઘટે છે, એટલે તે ભાડું ન કહેવાય. સરકાર કર ન આપનારની પાસેથી તેની મિલકતમાંથી વસુલ કરી શકે છે. જમીન-મહેસુલમાં પણ તેમ બને એમાં કંઈ નવું નથી. ઉલટું હરરાજી કરતી વખતે સરકાર જમીનની હરરાજી કરે છે, નહિ કે ખેડવાના હકની. સરકારને જ્યારે જમીન જોઇએ છે ત્યારે તે સાર્વજનિક કામો માટે હોય છે અને તેથી તે કામો માટે જમીન મળવી જોઇએ અને મળે છે જ. અને તે પણ ધણીને પૈસા આપીને લેવાય છે, તે દેખાડે છે કે જમીન લોકોની છે. અને વિશેષમાં અત્યારે પણ જનસમુહનો ઘણો ભાગ જમીન ખેડુતોની છે એવું જાણે છે તેથી તે સરકારની નથી એમ સ્પષ્ટ છે. તોપણ જમીન સરકારની જ છે એવું સરકારી દફતરે નોંધાઈ ચુક્યું છે.

થોડાં વર્ષ ઉપર મુંબઇની સરકારે જમીનમહેસુલના કાયદામાં એક સુધારો કર્યો છે કે પડતર કે ખાલસા થયેલી જમીન સરકાર જે ખેડુતને આપે તેને અત્યારે ખેડુતોને જમીન વેચવાનો, ગીરો મુકવાનો વગેરે જે હક છે તે ન રહે. એટલે તે એક સાધારણ ભાડુત થઈ ગયો. આ કાયદો પસાર કરતી વખતે શ્રીયુત્ ગોખલેજી, સર ફિરોજશાહ મહેતા તથા શ્રીયુત્ ગોકળદાસ પારેખે ઘણો વિરોધ કર્યો, પણ સરકારે હઠ પકડી તેથી તેઓ આવા ખોટા કામમાં ભાગીદાર ન થવા માટે ધારાસભા છોડી ગયા હતા. આ કાયદાનો સરકાર અત્યારે ઘણી જગ્યાએ અમલ કરે છે.

## પ્રકરણ ૭ મું

# જાહેર સહીસલામતી

દેશનું રક્ષણ બહારના શત્રુથી અને અંદરના શત્રુઓ (લૂંટારા)થી કરવાનું છે. બહારના શત્રુથી બચાવ કરવા લશ્કર અને અંદરથી બચાવ કરવા પોલીસ છે.

### લશ્કર

હિંદી સિપાઇઓને યુરોપીઅન ઢબે તાલીમ આપી લશ્કર તૈયાર કરવાની શરૂઆત ડુપ્લેએ કરી. અંગ્રેજોએ આ રીતનો ઉપયોગ કરી પોતાનું ઘણું લશ્કર દેશી સિપાઇઓનું રાખ્યું હતું. જે યુરોપીઅનોનું લશ્કર હતું તેમાં પરદેશી સંસ્થાનોમાંથી નાસી આવેલા ગુન્હેગારો, વહાણોના ખલાસીઓ વગેરે હતા. આ પ્રમાણે દેશી અને યુરોપીઅન લશ્કરોની શરૂઆત થઇ. દિવસે દિવસે જેમ જેમ કંપનીનો દેશ વધતો ગયો તેમ તેમ દેશી લશ્કર વધારાતું ગયું અને યુરોપીઅન લશ્કર પણ વિલાયતની સરકાર પાસેથી લાવી કંપની સરકાર રાખવા લાગી.

મરાઠી રાજ્યના સમયમાં મુલકગીરી કરવા માટે તેમનું લશ્કર ફરતું તે વખતે બીજાં હિંદનાં રાજ્યોએ ફ્રેંચ તથા અન્ય યુરોપીઅન અમલદારો રાખી યુરોપીય ઢબે કસાયેલું લશ્કર રાખવા માંડ્યું. આવા લશ્કરનું બળ તોડવા માટે વેલેસ્લીએ સહાયકારક પદ્ધતિ ઘડી, અને જેઓ રાજીખુશીથી ન સ્વીકારે તેમની જોડે વિગ્રહ કરીને પણ તે સ્વીકારાવી. તે મુજબ કોઇ પણ યુરોપીય અમલદારને બ્રિટિશ સરકારની પરવાનગી સિવાય નોકરીમાં ન રખાય એમ ઠર્યું, અને હોય તેમને કાઢી મુકાવ્યા. વિશેષમાં તે રાજ્યો પાસે તેમને ખર્ચે કંપની સરકારના તાબા નીચે લશ્કરો રખાવવામાં આવ્યાં.

શિવાજીના હાથ નીચે કેળવાયેલા મરાઠાઓ એક લડાયક પ્રજા તરીકે જાણીતા છે. તેમની સહન કરવાની શક્તિ ઘણી છે. બીજું આપણા લડાયક ભાઇઓ શીખો છે. ગુરુ નાનકે હિંદુ મુસલમાન ધર્મના ઉત્તમ તત્ત્વોનું સંમેલન કરી એ ધર્મ સ્થાપ્યો છે. મોગલાઇના વખતમાં તેમના ઉપર જુલમ થવાથી ગુરુ ગોવિંદસિંહના હાથ નીચે તે એક લડાયક પ્રજા તરીકે સામા થયા અને જોતજોતામાં તેમણે એવું બળ પ્રાપ્ત કર્યું કે કંપની સરકારને પણ તેમને હરાવતાં ઘણું મુશ્કેલ પડયું હતું. ત્રીજા લડાયક હિંદીઓ ગુરખાઓ છે. તે હિમાલયમાં વસનાર ડીંગણી જાતના છે. તેમનામા સહન કરવાની શક્તિ અજબ છે અને પરાક્રમમાં અપૂર્વ છે. તે સિવાય આગ્રા, અયોધ્યાના પુરબીઆ લોકોની પણ પલટણો છે અને કેટલીક પઠાણની પણ છે. હિંદી સરકારનાં દેશી લશ્કરો આ આપણા ભાઇઓનાં જ બનેલાં છે.

પહેલાં કંપની સરકારના રાજ્યના ત્રણ વિભાગ હોવાથી લશ્કરના ત્રણ ભાગ પાડી દરેક પ્રાંતના ગવર્નરના હાથ નીચે એક એક લશ્કર હતું. ઇ. સ. ૧૮૫૭ના બળવા વખતે કંપનીનું લશ્કર પાછળ આપેલા કોઠા પ્રમાણે હતું.

Valabhjee Ramjee

| | ઘોડેસ્વાર | તોપખાનું | પાયદળ | કુલ | ઘોડેસ્વાર | તોપખાનું | પાયદળ | લશ્કરી મજુર | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| મુંબઈ | ૬૮૧ | ૧૫૭૮ | ૭૧૦૧ | ૯૩૬૦ | ૮૪૩૩ | ૧૯૯૭ | ૩૩૮૬ | ૬૩૭ | ૪૪૯૨૮ |
| મદ્રાસ | ૬૩૯ | ૨૧૨૮ | ૫૯૪૧ | ૮૭૦૮ | ૩૨૦૨ | ૨૪૦૭ | ૪૨૩૭૩ | ૧૨૭૦ | ૪૯૨૫૨ |
| બંગાળા | ૧૩૬૬ | ૩૦૬૩ | ૧૭૦૦૩ | ૨૧૪૩૨ | ૧૯૨૮૮ | ૪૭૩૪ | ૧૧૨૦૫૨ | ૧૪૯૭ | ૧૩૭૫૭૧ |
| દેશી રાજાઓનું લશ્કર | | | | | | | | | ૪૦૩૧૦ |
| લશ્કરી પોલીસ | | | | | | | | | ૩૮૯૭૭ |
| કુલ | ૨૬૮૬ | ૬૭૬૯ | ૩૦૦૪૫ | ૩૯૫૦૦ | ૩૦૯૨૩ | ૯૧૩૮ | ૧૮૮૨૮૬ | ૩૪૦૪ | ૩૧૧૦૩૮ |

દેશી તથા ગોરૂં લશ્કર મળી ૩૫૦૫૩૮

ઇ. સ. ૧૮૫૭ના બળવાને અંતે એવું ઠરાવવામાં આવ્યું કે ગોરૂં લશ્કર ૮૦૦૦૦નું રાખવું અને બંગાળામાં દેશી લશ્કર ગોરા કરતાં બમણું અને મુંબઈ તથા મદ્રાસમાં ત્રણ ગણું રાખવું; કારણ કે બળવો બંગાળાના લશ્કરે જ કર્યો કર્યો હતો. પણ બળવા પછી લશ્કરની નવેસરની રચના ઇ. સ. ૧૮૬૪માં પૂરી થઈ ત્યારે ૬૫૦૦૦ ગોરૂં અને ૧૦૫૦૦૦ દેશી લશ્કર હતું. એ રીતે ગોરા અને દેશી લશ્કરનું પ્રમાણ એક અને આઠને બદલે એક અને ત્રણનું કરવામાં આવ્યું. આ પ્રમાણે ઇ. સ. ૧૮૮૫ સુધી ચાલ્યું, પણ તે અરસામાં બહારની સત્તા સામે ટક્કર ઝીલવાના પ્રસંગ આવે એવા સંભવ ઉત્પન્ન થવાથી દેશનું સૈન્ય દેશની અંદરની શાંતિ જાળવવા પૂરતું જ જોઇએ એવી જે માન્યતા બળવા પછી રહી હતી તે જતી રહી, અને પરિણામે ૨૦૦૦૦ સૈનિકોનો વધારો થયો. ત્યારપછી ઇ સ. ૧૮૯૫માં ઇલાકાદાર સૈન્યની પદ્ધતિ હતી તે બધ પાડી દેશના બધા સૈન્યને ગવર્નર જનરલની સત્તા નીચે વડા સેનાપતિના તાબામાં ચાર વિભાગમાં (પંજાબ, મુંબઈ, મદ્રાસ, બંગાળા) વહેંચી નાખવામાં આવ્યું, અને તે દરેક વિભાગનો ઉપરી લેફ્ટેનન્ટ નીમાયો. પણ ઇ. સ.૧૯૦૫માં લૉર્ડ કીચનર સેનાધિપતિ તરીકે આવ્યો, તેણે નવી જાતની ગોઠવણ કરી. તેણે કહ્યું કે હવે હિંદની અંદર લડવાનું નથી, પણ બાહ્ય સરહદનો બચાવ કરવાનો છે, અને હિંદના લશ્કર ઉપર છેવટનો કાબુ વાઇસરૉયનો નહિ પણ ઇંગ્લંડના લશ્કરી વડાનો જોઇએ. તેમ પાર્લામેન્ટે કરવાથી હવે હિંદના લશ્કરનો કાબુ વિલાયતના લશ્કરી વડાના હાથમાં છે, અને તેથી ખેડા જેવા નાના થાણા તજી દેવામાં આવ્યા છે અને મોટી છાવણીઓ રાખવાનું થયું છે. આખા લશ્કરના ચાર વિભાગ કરી પહેલો વિભાગ પેશાવર, રાવલપીંડી અને લાહોરમાં થઇને, બીજો વિભાગ કવેટા, પૂના અને મહુમાં થઇને, ત્રીજો વિભાગ મિરત અને લખનૌમાં થઇને અને ચોથો વિભાગ વડા સેનાધિપતિના હાથ નીચે સિકંદરાબાદ અને બ્રહ્મદેશમાં થઇને રાખવામાં આવ્યો. આ દરેક

વિભાગ એક સંપૂર્ણ યુદ્ધસામગ્રીવાળું લશ્કર છે. તેમાં એક ઘોડેસ્વાર પલટણ, ત્રણ પાયદળ પલટણ, જોઈતું તોપખાનું અને મજુરો તેમજ જોઈતી લશ્કરી પોલીસ પણ હોય છે. ગોરા લશ્કરમાં બધા ગોરા જ માણસો હોય છે, અને દેશી લશ્કરમાં ઉપરના હોદ્દાના બધા માણસો ઘણું કરીને ગોરા જ હોય છે. આ સિવાય ઐચ્છિક સૈન્ય યુરોપીઅન અને યુરેશીઅનોનું ૩૬૦૦૦નું છે. તેમને પગાર આપવામાં આવતો નથી. તેમનું કામ નિયમિત લશ્કરના અભાવે જરૂર પડે દેશની અંદર બંદોબસ્ત રાખવાનું છે. ગયા મહાયુદ્ધમાં અણીને પ્રસંગે હિંદીઓનું ઐચ્છિક સૈન્ય ઉભું કર્યું હતું, પણ તે યુદ્ધ સમાપ્ત થયા પછી વીખેરી નાખવામાં આવ્યું છે. બીજું બ્રિટિશ સરકારને અણીને પ્રસંગે મદદ કરવા માટે ઇમ્પીરીઅલ સર્વિસ ટ્રુપ્સ નામનું યુરોપીઅન ઢબે કેળવાયેલું ૨૦ હજાર માણસોનું સૈન્ય દેશી રાજાઓએ રાખેલું છે. તેમાં ઉંચા હોદ્દા ઉપર દેશી રાજાઓના કુટુંબીઓ આવી શકે તે માટે તેમને કેળવવા ઇમ્પીરીઅલ કેડેટ કોર નામની ૨૦ વિદ્યાર્થીને તાલીમ આપતી એક શાળા છે. તે શિયાળામાં મિરત અને ઉનાળામાં દેહરાદૂન હોય છે. વળી સરહદ ઉપરના પ્રાંતમાં તેમજ અસ્થિરતા પ્રવર્તતી હોય તેવા પ્રદેશમાં સ્થાનિક જાતોમાંથી લશ્કરી પોલીસની ફોજો બનાવી તેનાં થાણાં રાખ્યાં છે. તે લશ્કરી સિપાઈની માફક કેળવાયેલા હોય છે અને પોલીસનું કામ કરે છે. તેમની સંખ્યા ૨૧૫૦૦ની છે. મીલીટરી પોલીસની માફક મીલીશીઆ નામનું ૧૨૦૦૦ માણસનું એક સૈન્ય છે. તે સિવાય પેન્શન ઉપર ગયેલા ૩૬૦૦૦ માણસો છે કે જેમને સરકાર જરૂર પડે ત્યારે જે વખતે બોલાવે તે વખતે હાજર થવું પડે. આ બધા માણસોનો લડાઇ વખતે સરકાર ઉપયોગ કરી શકે છે.

હિંદનો દરીઆઈ કાંઠો મોટો હોવાથી તેને નૌકાબળની જરૂર છે. ઈંગ્લેંડ નૌકાબળમાં શ્રેષ્ઠ હોવાથી આપણું રક્ષણ થાય છે, તેથી તેના ખર્ચમાં આપણે અમુક રૂપીઆ દર વર્ષે આપીએ છીએ. વળી હવાઈ લડાઇ પણ વધી છે અને તેમાં પણ દર વર્ષે ખર્ચ આપવાનું હોય છે.

વિશેષમા લશ્કરને લાનલઇજા કરવા માટે રસ્તાઓ બધાવેલા છે. રેલવે પણ એક સ્થળેથી બીજે સ્થળે લશ્કરને સહેલાઇથી પહોચાડી શકે છે. અને કેટલેક સ્થળે કિલ્લેબંધી પણ બરોબર કરવામા આવી છે.

હિંદના લશ્કરમા અમલદારોના પગાર બે ગણતરીથી અપાય છે. પહેલો દરજ્જાનો અને બીજો જગ્યાનો આ બે જાતના પગારનો સરવાળો તે તેનો પગાર હોય છે. દાખલા તરીકે એક લેફ્ટેનન્ટનો પગાર ઘોડેસ્વારના લશ્કરમા ૧૫૦ થી ૭૦૦ સુધી ચડે છે અને પાયદળમા ૧૦૦ થી ૬૦૦ સુધી ચડે છે, અને તેના દરજ્જાનો પગાર ૨૨૫ થી ૮૨૭ સુધી ચડે છે એટલે ઘોડેસ્વારની ટુકડીના લેફ્ટેનન્ટનો પગાર ૨૨૫+૧૫૦=૩૭૫ થાય, અને પાયદળની ટુકડીના લેફ્ટેનન્ટનો પગાર ૨૨૫+૧૦૦=૩૨૫ થાય. લેફ્ટેનન્ટ તરીકે નવ વર્ષ નોકરી કર્યા પછી કેપ્ટન થવાય અને નવ વર્ષ કેપ્ટન રહ્યા પછી મેજર થવાય આઠ વર્ષ મેજર રહ્યા પછી લેફ્ટેનન્ટ કર્નલ થવાય છે આ રીતે ૨૬ વર્ષે કેટલીક પરીક્ષાઓ આપ્યા પછી લેફ્ટેનન્ટ કર્નલ થવાય છે સામાન્ય રીતે હિંદમા ગોરૂ લશ્કર પાચ વર્ષ નોકરી કરવા આવે છે. પછી તે સામ્રાજ્યના બીજા ભાગમા નોકરી કરવા જાય છે. આ પ્રમાણે દર પાચ પાચ વર્ષે ગોરૂ લશ્કર હિંદમા નવુ જ આવે છે, કેળવાય છે અને વિદાય થાય છે એટલે ગોરા લશ્કરને કેળવવાનો બોજો હિંદને માથે નિરંતર છે દેશી સિપાઇનો પગાર ઈ. સ ૧૮૯૫ થી રૂા ૯ નો કર્યો છે, અને ઘોડેસ્વારને રૂા ૧૧ નો છે, અને દેશી તોપચીને રૂા. ૧૦ મળે છે દેશી સિપાઇને ૨૧ વર્ષ નોકરી કર્યા પછી ૪ રૂપીઆ પેન્શન મળે છે, અને ૩૨ વર્ષની નોકરી પછી વધારે પેન્શન મળે છે વળી લડાઇમા મરનારની પાછળનાને અમુક પેન્શન આપવામા આવે છે. લશ્કરી નોકરીમા ત્રણ વર્ગ છે. પહેલા વર્ગના નોકરોને બાદશાહી કમીશન મળે છે. બીજા વર્ગનાને વાઇસરાયના કમીશન મળે છે. ત્રીજાને કમીશન મળતા નથી. રાજાના કમીશન હિંદીને મળતા જ નથી એમ કહીએ તો ચાલે. વાઇસરાયના

કમીશન થોડા જ હિંદીઓને મળે છે, અને કમીશન સિવાયની નોકરી માં હિંદીઓ જ છે. દેશી લશ્કરમાં ઉપરી અમલદારો યુરોપીઅન હોય છે. હાલમાં વડા સેનાપતિએ જણાવ્યું છે કે આઠ ટુકડીઓમાં ૨૩ વર્ષને અંતે બધા અમલદારો દેશી કરી દેવામાં આવશે. તો હિંદનું બધું લશ્કર હિંદીઓનું ક્યારે બનશે ? લશ્કરનું ખર્ચ ઈ. સ. ૧૯૦૪-૫માં ત્રીશ કરોડ હતું તે ઇ. સ. ૧૯૨૨-૨૩ બાસઠ કરોડ થયું છે.

વડા સેનાપતિના હાથ નીચે નીચે પ્રમાણે ખાતાં છેઃ—

**સૈન્ય ખાતું**:—૭ અમલદારોમાં વહેંચી નાખવામાં આવ્યું છે. (૧) **ચીફ ઓફ સ્ટાફ**:-લશ્કરને લડાઇ માટે તૈયાર રાખવું, જાસુસ ખાતું ચલાવવું, લડાઇ કેવી રીતે ચલાવવી, કલ્પિત લડાઇઓ કરાવવી અને લશ્કરને તાલીમ આપવી વગેરે છે. (૨) **ક્વાર્ટર માસ્તર જનરલ**-લશ્કરને સામાન જે વખતે જ્યાં જેટલો જોઇએ તે વખતે તે પૂરો પાડવાનું. લશ્કરનો સામાન કપડાં (કલકત્તા અને મદ્રાસમાંથી પુરાં પાડવામાં આવે છે); દારૂગોળો (તોપ, તોપગોળા, લડાઇની તોપો કલકત્તા પાસે કાશીપુરમાં બને છે. કલકત્તા પાસે ડમડમમાં અને પૂના પાસે ખડકીમાં કારતુસ બને છે. નીલગીરીમાં કોર્ડાઇટ નામનો દારૂ બને છે. જબલપુરમાં તોપખાનાની ગાડીઓ બનાવવાનું કારખાનું છે. કલકત્તા પાસે ઇશાપુરમાં બંદુકો બનાવવાનું કારખાનું છે. (ફક્ત મોટી તોપો માટે ઇંગ્લેંડ ઉપર આધાર રાખવાનો છે); દવા (દવા અને દવાખાનાનો સરંજામ લાહોર, કલકત્તા, મુંબઈ, મદ્રાસ અને રંગુન એ પાંચ જગ્યાએ છે); ઘોડા (ઘોડા ઉછેરવા તથા કેળવવા માટે શહરાનપુર (U. P.), હાપુર (U. P.), મોના (પંજાબ), અહમદનગર (મુંબઇ) અને હોસુર (મદ્રાસ) છે); બુટ, જીન વગેરે ચામડાનો સામાન, (કાનપુર અને મદ્રાસમાંથી પૂરો પાડવામાં આવે છે); ઘાસ, અનાજ, મકાનો, પથારી વગેરે.

(૩) એડજ્યુટન્ટ જનરલ—રંગરૂટ મેળવવા અને તેમને જોઇતો સામાન પુરો પાડવો, તેમજ ક્સરત કવાયત વગેરે વડે લશ્કરી સિપાઈ તરીકે તૈયાર કરવા.

(૪) મુખ્ય વૈદકીય અમલદાર.—લશ્કરના ન્હેરાણુ તથા દવાખાના તપાસવા, સૈન્યની તબીયત તપાસવી, તેમને અપાતો ખોરાક જોવો અને દેશી તેમજ યુરોપીઅન દાક્તરોના કામ ઉપર દેખરેખ રાખવી

(૫) મીલીટરી સેક્રેટરી:—નિમણુક, બદલી દરબદલી, પેન્શન વગેરે સબંધી કામ.

(૬) લશ્કરી હિસાબી ખાતુ —આ ખાતુ ખજાનચીના હાથ તળે એક શાખા રૂપે કામ કરે છે. આ પ્રમાણે હિંદના રક્ષણની વ્યવસ્થા છે

## પોલીસ

દેશની અંદરના રક્ષણનું કામ પોલીસનુ છે (૧) ગુન્હા પકડવા (૨) શિક્ષા કરાવવી (૩) ગુન્હા થતા અટકાવવા આ ખાતું અલાહદા વાર જુદુ છે. તેનો ઉપરી 'પોલીસ ઇન્સ્પેકટર જનરલ' કહેવાય છે. તેને મદદ કરવા એક કે વધારે ડેપ્યુટી પોલીસ ઇન્સ્પેકટર જનરલો હોય છે દરેક જીલ્લામા પોલીસ ખાતાનો ઉપરી અમલદાર વિલાયત પરીક્ષા આપી પાસ થઇને આવેલો પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ હોય છે તેના હાથ નીચે ડેપ્યુટી પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ (દેશી) અને આસીસ્ટંટ પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટો હોય છે. આ બધાને કલેકટરના તાબામાં રહી કામ કરવાનુ હોય છે. પોલીસ કામ માટે જીલ્લાના વિભાગ પાડી સા એકેક ઇન્સ્પેકટર નીમવામા આવે છે તેના હાથ નીચે સબઇન્સ્પેકટરો હોય છે તે દરેક ઇન્સ્પેકટરોને થોડી પોલીસ સોંપી થાણા સોંપેલા હોય છે દરેક થાણાના તાબામા કેટલાક ગામડા હોય છે. અને દરેક ગામડાનો ચોકીદાર તથા મુખી પોલીસને તેના કામમા મદદ

મુંબઈ જેવાં મોટાં શહેરોમાં ચકલે ચકલે ચોકી હોય છે, અને ત્યાં પોલીસ તેમજ કેટલેક સ્થળે યુરોપીઅન કોન્સ્ટેબલો હોય છે. તે બધી પોલીસનો ઉપરી પોલીસ કમીશ્નર કહેવાય છે. રેલવેની પોલીસ પણ જુદી હોય છે. તે રેલવે ઉપર દેખરેખ રાખે છે. વળી આબકારી ખાતાની પોલીસ તે ખાતાનું કામ કરે છે. તે સિવાય પોલીસ ખાતામાં ભરતીના માણસોને કેળવણી આપવાનું કામ જીલ્લાના મથકે થાય છે. તેમને પણ થોડે થોડે પોલીસનું કામ બજાવવા મોકલવામાં આવે છે. ફોજદારોને કેળવણી આપવા માટે નાશિકમાં એક શાળા ઉઘાડેલી છે. ત્યાં અઢારેક માસ સુધી કેળવણી અપાય છે.

પોલીસ ગુન્હા પકડ્યા પછી તેમના ઉપર કચેરીમાં કેસ ચલાવીને ગુન્હેગારોને શિક્ષા કરાવે છે. ગુન્હા કબુલ કરાવવા માટે પોલીસ જુલમ ગુજારે છે. તેની ખાતરી કરાવવાની હવે જરૂર નથી. તે જુલમ કેટલો બધો કરે છે તે બંગલામાં આરામખુરશી ઉપર બેસી રહેનાર કહે તેના કરતાં તેને અનુભવનાર કહે તે સાચું મનાય.

ડાકુઓની, ઇરાનીઓ વગેરેની ટોળીઓ દેશમાં ફરે છે તેમની તપાસ ગુન્હા થતા અટકાવવા માટે પોલીસ રાખે છે. તેમજ નામીચા કેદમાં જઇ આવેલા ચોરોની હાજરી પૂરે છે. આ સિવાય ખોટા સિક્કા પાડનાર, નોટો પાડનાર, સોનેરી ટોળીઓ વગેરે જાતના ઠગ લોકોને શોધી કાઢવા માટે છુપી પોલીસનું (C. I. D.) (ક્રીમીનલ, ઇન્વેસ્ટીગેશન ડીપાર્ટમેન્ટ ) ખાતું વડી સરકારે કાઢેલું છે. મૂળ તે ખાતું સર વિલિયમ બેન્ટિકના વખતમાં ઠગ લોકોને પકડવા માટે સર વિલિયમ સ્લીમેનના હાથ નીચે કાઢેલું. તે વખતના ઠગોનો નાશ કર્યા પછી ઉપર જણાવેલી જાતના ઠગોને શોધી કાઢવા તે વપરાય છે. તે ઉપરાંત રાજકીય ચળવળમાં ભાગ લેનાર દરેક માણસની હીલચાલની ખબરો સરકારને પૂરી પાડવાનું કામ કરે છે. હાલમાં સી. આઇ. ડી. નો ઘણોખરો ઉપયોગ રાજકીય ચળવળ સામે કરવામાં આવે છે.

શાંતિ જાળવવા માટે પોલીસ ખાતું અને છુપી પોલીસ ખાતુ તેમજ લશ્કર ઉપર જણાવેલાં કામ કરે છે. તે ઉપરાંત નોકરશાહી સરકારે હથીઆરબંધીનો કાયદો કરેલો છે. તે મુજબ કોઇ પણ હથીઆર સરકારના પરવાના વગર રાખી શકાય નહિ. આથી લોકો લૂંટારાઓથી પોતાનો બચાવ કરવાને અશક્ત બન્યા છે. અને સરકારની પોલીસ દરેક ગામને ભાગે એક આવે તેટલી પણ નથી. એટલે લોકો લુંટાય તે સ્વાભાવિક છે. વિલાયત જેવા કોઇ પણ દેશમા શાંતિ જાળવવા માટે હથીઆરબંધીના કાયદાની જરૂર નથી, તોપણ નોકરશાહી સરકાર આપણા દેશની જાહેર સહીસલામતી માટે તે કાયદાની જરૂર જુએ છે.

## જેલ

દરેક જીલ્લાને મથકે અકેકી જેલ હોય છે. તે સિવાય પ્રાંતમા યોગ્ય સ્થળોએ સેન્ટ્રલ જેલ પણ હોય છે. આખા પ્રાંતની બધી જેલોનો ઉપરી ઇન્સ્પેક્ટર જનરલ I. M. S. ( ઇન્ડિઅન મેડીકલ સર્વીસ ) હોય છે. દરેક જેલનો ઉપરી જેલર કહેવાય છે. તે કલેક્ટર અને સિવિલ સર્જનની સલાહનો અમલ કરે છે. સિવિલ સર્જન બધા કેદીઓની તંદુરસ્તી તરફ લક્ષ રાખે છે, તેમજ માંદા કેદીઓને જેલના દવાખાનામાં રાખે છે. જેલની અંદર કેદીઓની ઉપર દેખરેખ રાખનાર તરીકે જુના કેદીઓ હોય છે. જેમને સખત મજુરી સાથે કેદ હોય છે તેમને દિવસમાં નવ કલાકમાં થઇને આટલું કામ કરવું જ જોઇએ એવો નિયમ હોય છે, જેથી ઘણાની ઉપર આ બાબતમા જુલમ થાય છે. જેલમાં ઘણી જાતના ઉદ્યોગો હોય છે. એ ઉદ્યોગોમાંથી સરકારને સારૂં ઉત્પન્ન મળે છે. સ્ત્રી કેદીઓને, વારંવાર ગુન્હા માટે જેલમાં આવનાર કેદીઓને, ફાંસીની શિક્ષા વાળા કેદીઓને, તેમજ એકાંતવાસની શિક્ષાવાળા કેદીઓને પણ અલગ અલગ રાખવામાં આવે છે. નાના છોકરાઓને માટે સુધારવાની શાળા ( Re[illegible]
પૂના પાસે યરવડામાં છે. ત્યાં તે છોકરાઓને વધારેમાં વધારે ૧૮

થતાં સુધી રાખવામાં આવે છે, અને તેમને લખતાં, વાંચતાં, ગણતાં તેમજ કોઇ ઉદ્યોગ શીખવવામાં આવે છે. ગોરા કેદીઓને કેદમાં હોય તોપણ જેલ અને ઘરમાં જરી પણ ફેર નથી હોતો તેવી સગવડ મળે છે. પણ દેશી કેદીઓને માટે કેવી સગવડ છે તેની હાલમાં જેલમાં જઈ આવેલા સારા માણસો પાસેથી પૂરતી હકીકત મળી રહી છે.

જેમને છંદગીભરની જેલની સજા કરવામાં આવી હોય છે તેમને આજ સુધી આન્દામાન મોકલવામાં આવતા. હવે ત્યાં મોકલવાનું બંધ થયું છે. ત્યાંથી કેદીઓ નાસી જઈ શકે તેમ નહિ હોવાથી હરવાફરવાની બધી છુટ હોય છે. તેઓ કામ કરે છે અને ખાય છે. સારી વર્તણુક રાખ્યા બાદ થોડાએક વર્ષ પછી તેમને ઘર બાંધી પોતાના કુટુંબને દેશમાંથી બોલાવી રહેવાની અનુકૂળતા અપાય છે.

જેલ સંબંધી એક વાત વિચારવા જેવી છે કે શિક્ષા એ શિક્ષા ખાતર કે સુધારવા માટે થતી હોય તો જેલ કેદખાનું નહિ પણ Reformatery હોવી જોઇએ. અમેરિકાએ આ પ્રમાણે પોતાનાં કેદખાનાં સુધારવા તરફ લક્ષ આપ્યું છે. પણ આપણી સરકારે તે તરફ કેટલું લક્ષ આપ્યું છે તે જેલમાંથી છુટી આવનાર સારા માણસોની હકીકત ઉપરથી જણાય છે.

---

## પ્રકરણ ૮ મું

# ન્યાય અને પ્રજોન્નતિકારક ખાતાંઓ

### ન્યાય

કંપની સરકારના વખતમાં બંગાળાની દિવાની મળી ત્યારે ફોજદારી કેસોનું કામ નવાબના હાથમાં હતું અને દિવાની કેસોનું કામ દેશી ન્યાયાધીશો મારફત કંપની કરતી. તેનાં પરિણામ બુરાં આવવાથી વૉરન હેસ્ટીંગ્સે પોતાની જ અદાલતો સ્થાપી, અને ન્યાયાધીશ તરીકે યુરોપીઅન નીમવાનું અને હિંદુ કાયદા સમજાવવા પંડિત તથા મુસલમાની કાયદા સમજાવવા કાઝી નીમવાનું રાખ્યું. શિક્ષા કરવાનું કામ જજના હાથમાં રહેતું. રેગ્યુલેટીંગ ઍક્ટથી કલકત્તામાં સુપ્રીમ કોર્ટ સ્થપાઇ, પણ તેમાં ઘણા દોષો રહી ગયા હતાઃ (૧) આ કોર્ટ ક્યા કાયદા પ્રમાણે ચાલવું તે નક્કી નહોતું થયું, (૨) કોર્ટ કંપનીના નોકરો ઉપર કામ ચલાવી શકે કે કેમ તે નક્કી નહોતું થયું, (૩) તેમજ કોર્ટ અને ગર્વનર જનરલની કાઉન્સિલ વચ્ચે કેવો સંબંધ છે તે સ્પષ્ટ નહોતું. આને લીધે ઘણા બખેડા ચાલ્યા હતા. છેવટે ઇ. સ. ૧૮૩૩માં લૉર્ડ મેકોલે પહેલો ધારાશાસ્ત્રી નીમાયો જેને લીધે **ઇન્ડિઅન પીનલકોડ, સિવિલ પ્રોસીજરકોડ, અને ક્રીમીનલ પ્રોસીજર કોડ** ૧૮૬૦માં તૈયાર થઈ અમલમાં આવ્યા, અને તે મુજબ કોર્ટોમાં કામ ચાલે છે તથા શિક્ષા થાય છે. ઇ. સ. ૧૮૬૧ માં મુંબઇ, મદ્રાસ અને કલકત્તામાં હાઇકોર્ટો સ્થપાઇ. તેમના જજો ઇંગ્લેંડનો રાજા નીમે છે. હાઇકોર્ટનો **ચીફ જસ્ટીસ** બેરીસ્ટર હોય છે. હાઇકોર્ટના કુલ જજો પૈકી ⅓ હિંદમાં દશ વર્ષ નોકરી કરેલા અને તેમાં ત્રણ વર્ષ તો ડીસ્ટ્રીક્ટ જજ તરીકે કામ કરેલા હિંદી સનંદી નોકરો હોવા જોઇએ. વળી ⅓ પાંચ વર્ષની વકીલાતના અનુભવવાળા બેરીસ્ટરો જોઇએ. હિંદના વકીલો પૈકી દશ વર્ષની વકીલાતના

અનુભવી માણસો જજ તરીકે નીમાઇ શકે છે. આવા ૭૩ જજ પૈકી ૧૨ હિંદીઓ છે. બીજા કેટલાક પ્રાંતોમા ચીફ કોર્ટો છે. તેના જજોને વાઇસરાય નીમે છે.

દરેક ગામમાં ગામના પટેલને રૂ. ૨૦ના દાવા ચુકવવાની સત્તા હોય છે. તેમજ બન્ને પક્ષ કબુલ રાખે તો રૂ. ૨૦૦ સુધીના દાવા પણ ચુકવી શકે છે. અને ગામના પંચે કરેલા ચુકાદાને પણ ઉપલી કોર્ટમા જો કેસ ચાલે તો લક્ષમાં લેવામાં આવે છે. દરેક તાલુકામાં મામલતદાર અને તેના હાથ નીચે અવલકારકુનો હોય છે. અવલકારકુનઃ—ત્રીજા વર્ગના ન્યાયાધીશ—ને એક માસની કેદ અને રૂ. ૧૦૦ના દંડની સત્તા હોય છે. મામલતદારો સામાન્ય રીતે બીજા વર્ગના ન્યાયાધીશ–૭ માસની કેદ અને રૂ. ૨૦૦ દંડની સત્તા–હોય છે. કલેકટર, આસીસ્ટંટ કલેકટર તથા ડેપ્યુટી કલેકટરો વગેરે પ્રથમ વર્ગના ન્યાયાધીશોને એક વર્ષની કેદ અને રૂ. ૧૦૦૦ના દંડની સત્તા હોય છે. એ સિવાય લોકોને ન્યાય જલદીથી અને સહેલાઇથી મળે તે માટે ન્યાય ખાતાના પણ ત્રણે વર્ગના ન્યાયાધીશો અને તેમની કોર્ટો હોય છે. તેનાથી ઉપલી કોર્ટ સેશન કોર્ટ કહેવાય છે. તે અનુકૂળતા પ્રમાણે એક અથવા વધારે જીલ્લા વચ્ચે એકેકી રાખવામાં આવે છે, અને તેના બધા જજો હિંદી સનંદી નોકરો હોય છે. તેનાથી ઉપરની કોર્ટ હાઇકોર્ટ છે, અને હાઇકોર્ટથી આગળની કોર્ટ અને છેલ્લી કોર્ટ વિલાયતમાં પ્રીવી કાઉન્સિલ છે. હાઇકોર્ટમાં વધુમાં વધુ ૨૦ ન્યાયાધીશો હોઈ શકે એમ ઠરાવ્યું છે.તેમાં કે પાંચ વર્ષના જુના બેરીસ્ટરો જોઇએ અને કે દશ વર્ષના જુના હિંદી સનંદી નોકરો જોઇએ. બાકીનામાં સબ જજ કે સ્મૉલકોઝ કોર્ટના જજ તરીકે પાચ વર્ષ નોકરી કરી હોય તે, તથા દશ વર્ષના જુના વકીલો આવી શકે છે.

નીચેની કોર્ટના ચુકાદા ઉપર ઉપલી કોર્ટમાં અપીલ થઈ શકે છે, અને તે સિવાય ભારે કેસો પણ ઉપલી કોર્ટમાં જ ચાલે છે. એટલે દરેક કોર્ટમાં અપીલની સુનાવણીઓ થાય છે, તેમજ મૂળ કેસો પણ

ચાલે છે. આ સિવાય લોકોને ન્યાય વેળાસર મળી શકે તેથી સ્મૉલ કૉઝ કોર્ટ સ્થાપવામાં આવેલી છે, જેમાં દરેક જાતના કેસના ચુકાદા આપી શકાય છે, અને પ્રાંતના મુખ્ય મથકમાં પ્રેસીડેન્સી મૅજીસ્ટ્રેટની કોર્ટો પણ કેસો ચુકવવાનું કામ કરે છે. વળી કેટલાક 'ઓનરરી મૅજીસ્ટ્રેટ' હોય છે તે પણ સરકારનું ન્યાયનું ઘણું કામ કરે છે. દરેકજાતની કોર્ટમા કયો કયો કેસ ચાલી શકે તે કાયદાથી નક્કી થયેલું હોય છે.

હિંદમા 'જ્યુરી સીસ્ટમ' બરોબર દાખલ નથી થઈ. પણ 'એસેસર્સ' (જેઓ પોતાનો અભિપ્રાય મુનસફને જાહેર કરે પણ મુનસફ તે પ્રમાણે ચાલવા બંધાયેલો નહિ) અને 'જ્યુરર્સ' (જેમના મત પ્રમાણે ચાલવા મુનસફ બંધાયેલો હોય છે) રાખવામાં આવે છે. ફોજદારી ગુન્હાના કેસનો નિકાલ હાઇકોર્ટમા એકથી વધારે જજો સાથે બેસી કરે છે. આ ન્યાય એટલો બધો મોંઘો છે કે તે લેવા જતાં લોકો ચુસાઈ જાય છે અને ભીખારી થાય છે. ક્યાં બાદશાહ જહાંગીરનો સાદો અને સોંઘો ન્યાય અને ક્યાં આ નોકરશાહીનો મોંઘો અને અગવડ ભરેલો ન્યાય!

હાઇકોર્ટને એકને બદલે બીજી કોર્ટમા કેસ ચલાવવાનો હુકમ કરવાની સત્તા હોય છે. નીચલી કોર્ટની અપીલની સુનાવણી ત્યાં થાય છે. જમીનમહેસુલ અને તેને ઉઘરાવવાની બાબતમાં જ્યાં સુધી તે તે વખતના કાયદા પ્રમાણે થાય ત્યાં સુધી તેનું કામ હાઇકોર્ટમાં આવી શકે નહિ, એટલે જમીનમહેસુલ વધે તો તે વધારનારને 'પીટીશન' કરવાનો જ રસ્તો છે. અને તેનું પરિણામ શું આવે તે સહજ જણાય તેમ છે, કારણ કે હુકમ કાઢનાર પોતે જ ન્યાય કરવા બેસે છે. (ચોરનો ન્યાય ચોરને કરવાનો આવે છે) આથી કરીને હિંદી પ્રજાએ વારંવાર ન્યાય અને કારોબારી ખાતું, મામલતદાર કલેકટર વગેરેના સંબંધમાં જુદું પાડવા માગણી કરી છે. ગર્વનર, ગર્વનર જનરલ અને કારોબારી સભાના સભ્યો ઉપર તેમને નોકરી કરતાં કરેલાં કોઇ પણ કામ માટે હાઇકોર્ટમાં કેસ ચાલી શકે નહિ તેમજ કેદ કરી

શકાય નહિ. હાઇકોર્ટના જજોને પણ આ જાતની મુક્તિ મળેલી છે. માફી બક્ષવાની સત્તા ગવર્નર અને ગવર્નર જનરલને છે. અપીલ વખતે નીચલી કોર્ટનાં કાગળીઆં તપાસી ચુકાદામાં ફેરફાર કરવો હોય તે થાય છે. વધારેમાં વધારે શિક્ષા સેશન કોર્ટ અને તેની ઉપલી કોર્ટો કરી શકે છે, પણ ફાંસીની શિક્ષા કરતા પહેલાં સેશન કોર્ટને હાઇકોર્ટની પરવાનગીની જરૂર છે. હાઇકોર્ટમાં અપાયેલા મૂળ કેસના ફેંસલા ઉપર અપીલ ત્યાં જ બે કે ત્રણ જજની આગળ ચાલે છે. વળી દેવાળીયાઓને માટે મોટાં શહેરમાં નાદારી કોર્ટ પણ હોય છે, અને અકસ્માતથી મરણ થાય તેમના સંબંધી તપાસ કરવા માટે 'કોરોનર કોર્ટ' પણ હોય છે.

જેલમાં જેમ યુરોપીઅનોને ખાસ સગવડ અપાય છે તેમ કોર્ટોમાં પણ તેમને ખાસ પ્રકારના લાભ મળે છે. કંપની સરકારના વખતમાં તેમના કેસો ફક્ત ગવર્નરની આગળ જ ચાલતા, એટલે હિંદીઓને યુરોપીઅનના ઉપર કેસ માંડવો હોય તો ઘણા ખર્ચમાં ઉતરવું પડતું. પાછળથી જ્યારે યુરોપીઅન લોકો જજ તરીકે આવવા લાગ્યા ત્યારે તેમના કેસ યુરોપીઅન જજના સમક્ષ ચાલતા; પણ જ્યારથી હિંદી સનંદી નોકરીમાં હિંદીઓ આવવા લાગ્યા, ત્યારથી પ્રશ્ન ઉભો થયો કે હિંદી સનંદી નોકરો બધા, હિંદી વા યુરોપીઅન સરખા ગણાય કે કેમ; અને તે ગણવા જોઇએ તે માટે દરેક પ્રાંતિક સરકારે હા પાડ્યા પછી ઇલબર્ટ વડી ધારાસભામાં બીલ દાખલ કર્યું કે કોઇ પણ ડીસ્ટ્રીક્ટ મૅજીસ્ટ્રેટ યુરોપીઅન ઉપરનો કેસ ચલાવી શકે, પણ હિંદના બધા અંગ્રેજ વેપારીઓએ અને બીજા એંગ્લો ઇન્ડિઅનોએ એટલો બધો વિરોધ જાહેર કર્યો કે સરકારને તે બીલ પાસ કરી કાયદો કરવો તે ભારે લાગ્યો. છેવટે એવી રીતે માંડવાળ થઇ કે કેસ ડીસ્ટ્રીક્ટ મૅજીસ્ટ્રેટ આગળ ચાલી શકે, પણ અર્ધા યુરોપીઅન અથવા અમેરિકન હોય તેવી જ્યુરી માગવાનો હક તે યુરોપીઅન તહોમતદારને છે. અને તેથી આજ સુધીમાં હિન્દીને યુરોપીઅન સામેના કેસમાં ન્યાય મળી શક્યો નથી.

## કેળવણી

અંગ્રેજોના આવતા પહેલાં હિંદમાં કેળવણી જુદા પ્રકારની અપાતી હતી. અંગ્રેજો આવ્યા ત્યારથી જુની કેળવણી ઉપર વાદળ આવ્યું અને હાલની કેળવણી શરૂ થઇ. શરૂઆતમાં હાલની કેળવણીની દિશામાં કામ કરનાર ક્રીશ્ચન પાદરીઓ હતા. પાદરીઓએ જ છાપવાનું હિંદમાં ઘણી મુશ્કેલીઓ વચ્ચે શરૂ કર્યું હતું. લીટી સિવાયના ગુજરાતી અક્ષરો છાપવાનું અને લખવાનું તેમને આભારી છે. એટલે પાદરીઓએ જ હાલની કેળવણીની શરૂઆત કરી એમ નિઃશંક પ્રમાણે કહેવું જોઇએ. કંપની સરકારે તો ઈ. સ. ૧૭૮૨માં ફારસી અભ્યાસ માટે મદ્રેસા સ્થાપી, અને ઈ. સ. ૧૭૯૧માં કાશીમાં સંસ્કૃત પાઠશાળા સ્થાપી. તે સિવાય વધુ પ્રયાસ તેમણે કર્યો ન હતો. પણ ઇ. સ. ૧૮૩૩માં લૉર્ડ મૅકોલે હિંદમાં આવ્યો તે અરસામાં રાજા રામમોહનરાય હિંદીઓને અંગ્રેજીની ઉંચી કેળવણી અપાવવા માટે પ્રયાસ કરી રહ્યા હતા, અને મેકોલેએ કાયદો કરી અંગ્રેજીનું શિક્ષણ આપવાનું ઠરાવ્યું. ઈ. સ. ૧૮૩૭માં કંપની સરકારે અંગ્રેજી ભણેલાઓને નોકરીમાં લેવાનું નક્કી કર્યાથી અંગ્રેજી તરફ અભિરુચિ વધવા લાગી. પણ આ કેળવણીનો લાભ ઉચ્ચ કોમો લેતી હતી, તેથી ઇ. સ. ૧૮૫૪માં બોર્ડ ઓફ્ કન્ટ્રોલના પ્રમુખ સર ચાર્લ્સ વુડે ગવર્નર જનરલને જણાવ્યું કે હિંદની બધી પ્રજાને કેળવણી આપવા પ્રયાસ થવો જોઇએ. તેથી ઈ. સ. ૧૮૫૭માં મુંબઇ, મદ્રાસ અને કલકત્તાની યુનિવર્સિટીઓ સ્થપાઇ. મુંબઇના ગવર્નર એલફીનસ્ટન જેણે પેશ્વાઇ રાજ્ય ખાલસા કર્યું હતું તેણે પેશ્વા તરફની દક્ષિણાનું મોટું ફંડ હતું તેની ફેલોશીપ કાઢી અને ડેક્કન કૉલેજ પૂનામાં સ્થાપી. મુંબઇમાં તે જ ગવર્નરના સ્મારક તરીકે લોકો તરફથી એલફીનસ્ટન હાઇસ્કુલ અને કૉલેજ સ્થપાયેલી છે. દરેક યુનિવર્સિટીમાં વિદ્યાર્થીઓની સંખ્યા વધવા લાગી, એટલે તે બાબતમાં સુધારા વધારા કરવા માટે ઇ. સ. ૧૮૮૨માં લૉર્ડ રીપને સર વિલિયમ હંટરના પ્રમુખપણા નીચે કમીશન નીમ્યું. કમીશને ભલામણ

કરી કે સરકારે ઉંચી કેળવણી માટે આગળ પડતો ભાગ લેવાનું ઓછું કરી પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ સંબંધી ખાસ કામ કરવું. પણ તેમ કરવાથી કેળવણીની અવદશા થશે એમ વિચારી નોકરશાહી સરકારે તે ભલામણ અમલમાં મુકી નહિ. પણ ઇ. સ. ૧૯૦૧માં જ્યારે લૉર્ડ કર્ઝન આવ્યો ત્યારે તેણે કેળવણીનો સવાલ હાથમાં લીધો. તેને લીધે વડી સરકારમાં કેળવણી ખાતાનો સભાસદ નીમાયો. દરેક યુનિવર્સિટીની સ્થિતિ સંબંધી તપાસ કરી ઈ. સ. ૧૯૦૪ માં હિંદની યુનિવર્સિટીનો કાયદો પસાર કર્યો, જે મુજબ દરેક યુનિવર્સિટીને વધુમાં વધુ સો સભાસદોની એક ધારાસભા (સેનેટ) હોય છે. તેનો ચેન્સેલર ગવર્નર હોય છે. વાઇસ ચેન્સેલર ગવર્નર નીમે છે. રજીસ્ટ્રાર અને કાર્યવાહી સભા સેનેટ નીમે છે. બોર્ડ ઓફ સ્ટડીઝ હોય છે તે અભ્યાસક્રમ તથા પરીક્ષા સંબંધી કામ કરે છે. રજીસ્ટ્રાર યુનિવર્સિટીનું બધું તંત્ર વાઇસ ચેન્સેલરની સલાહ પ્રમાણે ચલાવે છે. વળી યુનિવર્સિટી ફક્ત પરીક્ષા લેવાનું કામ કરતી તેને હવે કૉલેજોની તપાસણી કરવાનું તેમજ કેટલીક વખત હાઇસ્કુલોની તપાસણી કરવાનું પણ સોંપવામાં આવ્યું છે. યુનિવર્સિટી માનસિક કેળવણી એકલી ન આપે પણ વિદ્યાર્થીઓનાં ચારિત્ર ઘડે તે સારૂ કૉલેજોને અંગે હૉસ્ટેલ રાખવાનું ઠરાવવામાં આવ્યું. સામાન્ય રીતે હિંદની દરેક યુનિવર્સિટીમાં બી. એ. માટે ચાર વર્ષ અને એમ. એ. માટે પછીનાં બે વર્ષ અભ્યાસ કરવાનો હોય છે. વળી વૈદકીય, ઈન્જીનીઅરીંગ, ખેતીવાડી અને વેપારી કૉલેજોમાં અભ્યાસ કરવા જવા માટે એક કે બે વર્ષ કૉલેજનો અભ્યાસ કર્યા પછી જવાય છે. ખેતીવાડીની કૉલેજો પૂના, કાનપુર, નાગપુર, લાયલપુર, અને કોઇમ્બતુર માં છે. એન્જીનીઅરીંગ કૉલેજો હિંદમાં પાંચ છે: (૧) થોમસન કૉલેજ (રૂરકી–પંજાબ) (૨) શીબપુર કૉલેજ (બંગાળા) (૩) એન્જીનીઅરીંગ કૉલેજ (પૂના) (૪) ઈન્જીનીઅરીંગ કૉલેજ (મદ્રાસ) (૫) ઈન્જીનીઅરીંગ કૉલેજ (બનારસ). જેમાંથી તૈયાર થએલા માણસો જાહેર બાંધકામ ખાતામાં

અથવા ખાનગી પેઢીઓમાં એન્જીનીઅર્સ તરીકે કામ કરે છે; ખેતીવાડીની એક કૉલેજ પુનામાં છે, અને તેને લગતી શોધખોળ કરનારી સંસ્થા પુસા (બિહાર) માં છે. વેપારી કૉલેજ મુબઇમાં છે. વૈદકીય કૉલેજો આઠ અને શાળાઓ ત્રેવીસ છે. જંગલ ખાતાના અભ્યાસ માટે દહેરાદૂનમાં એક કૉલેજ છે, જેમાં બ્રિટિશ સામ્રાજ્યના વિદ્યાર્થીઓ આવે છે, અને તેની એક શાળા ધારવાડમાં છે. વકીલાતનો અભ્યાસ બી. એ. થયા પછી બે વર્ષે પૂરા થઈ શકે છે. ઔદ્યોગિક કેળવણી આપવા માટે વિક્ટોરીઆ જ્યુબીલી ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ અને કલાભવન જેવી થોડી જ સંસ્થાઓ છે. બી. એ. પાસ થયા પછી શિક્ષણપદ્ધતિ સંબંધી જ્ઞાન આપવા માટે મુબઇ, મદ્રાસ વગેરે યુનિવર્સિટીમાં ગોઠવણ થઇ છે, જેના તરફથી ડીગ્રી અપાય છે. સર તાતાએ ત્રીશ લાખ રૂપીઆ સરકારને આપી બેંગલોરમાં રસાયન શાસ્ત્રની શોધખોળ માટે એક સંસ્થા કઢાવેલી છે. તે સિવાય જુદી જુદી જાતની કળાઓ, ચિત્ર, શિલ્પ વગેરે માટે દરેક પ્રાંતમાં અકેકી સરકારી શાળા છે.

મુંબઈ, મદ્રાસ અને કલકત્તા સિવાયની બીજી પંજાબ અને અલ્હાબાદની યુનિવર્સિટીઓ સ્થપાઇ. ત્યાં પણ ધર્મનું શિક્ષણ અપાતું નહિ હોવાથી પંડિત મદનમોહન માલવીયા, મિસીસ એની બેસન્ટ અને બાબુ ભગવાનદાસના અથાગ પ્રયત્નને પરિણામે હિંદુ ધર્મનું શિક્ષણ આપતી 'હિંદુ યુનિવર્સિટી' કાશીમા સ્થપાઇ છે. અને સર સૈયદ અહમદના પ્રયાસને લીધે અલીગઢમાં મુસલમાન ધર્મનું શિક્ષણ આપતી યુનિવર્સિટી સ્થપાઈ છે. તે સિવાય યુરોપીઅન ઢબ ઉપર શિક્ષણ આપતી રેસીડેન્સીયલ યુનિવર્સિટીઓ પટના, દિલ્હી, રંગુન, લખનૌ, નાગપુર વગેરે સ્થળે સ્થપાઇ છે અને સ્થપાતી જાય છે. મ્હેસુર રાજ્યે પણ પોતાના રાજ્યની યુનિવર્સિટી સ્થાપી છે. નિઝામના રાજ્યમાં ઉસમાનીઆ યુનિવર્સિટી સ્થપાઇ છે. તેનું ખાસ લક્ષણ એ છે કે બીજી બધી યુનિવર્સિટીઓમા

અંગ્રેજી દ્વારા શિક્ષણ અપાય છે, જ્યારે ત્યા ઉર્દુ દ્વારા અપાય છે. વડોદરાની સરકાર પણ પોતાના રાજ્ય માટે યુનિવર્સિટી સ્થાપવા વિચાર ચલાવે છે. આ બધી એક વા બીજી રીતે સરકાર ઉપર આધાર રાખતી યુનિવર્સિટીઓ છે. પણ ડૉ. ટાગોરની વિશ્વભારતી, હરદ્વાર ગુરુકુલ અને પ્રો. કર્વેની પૂનામા સ્થપાયેલી હિંદી સ્ત્રીઓની વિદ્યાપીઠ અને અસહકારને અંગે સ્થપાયેલ ગુજરાત વિદ્યાપીઠ, લો. મા. તિલક વિદ્યાપીઠ વગેરે ફક્ત લોકોના જ પ્રયાસથી ઉભી થયેલ અને લોકોની જ મદદથી ચાલે છે. દુનીઆના કોઇ પણ દેશમાં સરકારે જ્ઞાન અને કેળવણીનો ઇજારો લીધો નથી. હિંદમાં પણ ઇજારો લેવાનો સરકાર પ્રયત્ન કરતી હોવા છતાં તેમ થનું નથી તે ભવિષ્ય બતાવશે. રાજા મહારાજા તથા ગરાસીઆની કૉલેજો રાજકોટ, ઇંદોર, લાહોર, અને અજમેર છે. ત્યાંથી કેળવણી મળ્યા પછી ઇમ્પીરીઅલ કેડેટ કોરની શાળામાં અથવા વિલાયત જવાય છે.

યુનાની અને આયુર્વેદિક જ્ઞાન આપવા માટે સરકારે કંઇ કર્યું નથી, એટલું જ નહિ પણ તે હકીમો અને વૈદ્યોને સરકારે કબુલ પણ નથી રાખ્યા. સ્ત્રીકેળવણી માટે સરકારે વિચાર જ નથી કર્યો. પુરુષના જેવી જ કેળવણીનો લાભ સ્ત્રીઓ લે એટલે બસ. પણ સ્ત્રી-કેળવણી હિંદમા આપવાનો પ્રબંધ પ્રો. કર્વેએ તેમના વીશ વર્ષના પ્રયાસના પરિણામે ઇન્ડિઅન વીમેન યુનિવર્સિટી સ્થાપીને કર્યો છે, અને તેને મુંબઇના શેઠ સર વિઠ્ઠલદાસ ઠાકરસીએ ૧૫ લાખ રૂપીઆ આપેલા છે.

કેળવણી ખાતાની ઉપલા દરજ્જાની નોકરી ઇમ્પીરીઅલ એજ્યુકેશનલ સર્વિસ કહેવાય છે. તેના અમલદારોની નિમણુક ઇંગ્લીશ યુનિવર્સિટીઓના ગ્રેજ્યુએટોમાથી સેક્રેટરી ઓફ સ્ટેટ કરે છે. અને તેમનો પગાર પાચસોથી પચીશ સો સુધી હોય છે. નીચલા દરજ્જાની નોકરી પ્રાંતિક એજ્યુકેશનલ સર્વિસ કહેવાય છે. તેમાં હિંદની યુનિવર્સિટીના ગ્રેજ્યુએટો, કૉલેજમાં નોકરી કરતાં ૨૦૦ થી ૮૦૦ સુધી

અને હાઇસ્કુલમાં નોકરી કરતાં ૫૦ થી ૪૦૦ સુધી ચડી શકે છે. બીજા વર્ગની નોકરીમાં વિશ્વવિખ્યાત થયેલા ડૉ. પી. સી. રાય, ડા. ભાંડારકર વગેરે છે. તેઓ પોતપોતાના વિષયમાં પારંગત થયેલા છતાં તેમને ઇમ્પીરીઅલ સર્વિસમાં લેવામા નથી આવ્યા, જ્યારે ઉતરતા દરજ્જાના યુરોપીઅનો ઉપલી નોકરીમાં દાખલ થયેલાના ઘણા દાખલા છે.

માધ્યમિક કેળવણી માટે સામાન્ય રીતે દરેક જીલ્લા દીઠ એક હાઇસ્કુલ હોવી જોઇએ એ તરફ સરકારે લક્ષ્ય રાખ્યું છે. પણ સરકારની માધ્યમિક શાળાઓ હિંદમા બહુ થોડી છે, અને મુંબઇ ઇલાકામાં પાંચ કે સાત જ છે. બીજી શાળાઓ સરકાર તરફથી ગ્રાન્ટ લે છે અથવા કોઇના પૈસાથી ચાલે છે. પ્રાથમિક શાળાઓ તો સરકારની છે જ નહિ એમ કહીએ તો ચાલે. તે શાળાઓ મ્યુનિસિપાલિટી કે લોકલ બોર્ડ ચલાવે છે. સરકાર આ બધી શાળાઓ ઉપર દેખરેખ રાખવાનું, પરીક્ષા લેવાનું, અભ્યાસક્રમ નક્કી કરવાનું, શિક્ષકો પૂરા પાડવાનું વગેરે કરે છે. પ્રાથમિક શાળાના શિક્ષકોને શિક્ષક તરીકે તૈયાર કરવાને માટે ટ્રેનિંગ કૉલેજો જરૂરીઆત પ્રમાણે રાખે છે. મરહુમ ગોખલેએ પ્રાથમિક કેળવણી મફત અને ફરજીયાત કરવા બીલ આણેલું, પણ સરકારે તે નામંજુર કરેલું. પછીથી તેવું બીલ પ્રથમ પાસ કરાવનાર શ્રીયુત વિઠ્ઠલભાઇ પટેલ હતા. હાલમાં ફરજીયાત કેળવણીનો નવો કાયદો પસાર કર્યો છે, પણ સરકારે બધી સત્તા પોતાના હાથમાં રાખી છે.

દરેક યુનિવર્સિટીમાં અભ્યાસ કરનાર હોશિયાર વિદ્યાર્થીઓને સ્કૉલરશિપ મળે છે. સ્કૉલરશિપ માટેની બધી રકમ સદ્‌ગૃહસ્થોએ આપેલી છે, જેના વ્યાજમાંથી તે અપાય છે. કેળવણી ખાતું પ્રાંતિક છે. એટલે કે દરેક પ્રાંતનું ખર્ચ પ્રાંતિક તીજોરીમાંથી અપાય છે. સરકાર દર પાંચ વર્ષે કેળવણી સંબંધી રીપોર્ટ તૈયાર કરે છે, અને શું શું થયું છે તે જણાવવામાં આવે છે. યુનિવર્સિટીના સંબંધી

સુધારા વધારા સૂચવવા માટે મી. સેડલરના પ્રમુખપણા નીચે એક કમીશન હમણાં નીમ્યું હતું. તેણે સામાન્ય રીતે બધા હિંદ માટે અને ખાસ કરીને કલકત્તા યુનિવર્સિટી માટે એવી ભલામણ કરી છે કે હાઇસ્કૂલનો અભ્યાસક્રમ પાંચ વર્ષનો રાખવો, અને તેમાં પ્રાંતિક ભાષા દ્વારા શિક્ષણ આપવું. બીજો બે વર્ષનો ઇન્ટરમીડીએટ કૉલેજનો અભ્યાસ રાખવો અને ત્રીજો પહેલા વર્ગની કૉલેજોમાં ત્રણ વર્ષનો અભ્યાસ રાખવો. વિદ્યાર્થીઓની શારીરિક સ્થિતિની દર વર્ષે તપાસ થવી જ જોઇએ. યુનિવર્સિટી એ પરીક્ષા લેનાર જ નહિ પણ શીખવનાર સંસ્થા તરીકે હોવી જોઇએ. અને એવી બીજી ઘણી ભલામણો કરી છે.

હિંદમાં વસતા યુરોપીઅનોનાં છોકરાંની કેળવણીનો સવાલ સરકારને બહુ ભારે પડે છે. તેમને માટે સ્વતંત્ર શાળાઓ ચલાવાય છે. તેમનો અભ્યાસક્રમ ઇંગ્લેંડની શાળાઓને અનુસરતો હોય છે, અને ઇંગ્લેંડની પરીક્ષા આપી શકાય તેવી ગોઠવણ પણ છે. આ શાળાઓને ગ્રાન્ટ આપવાનું ધોરણ પણ જુદું જ છે. પાદરીઓએ હાલની કેળવણીની શરૂઆત ઘણી મુશ્કેલીઓ વચ્ચે કરેલી અને તેમાં બાઇબલનું શિક્ષણ ફરજીઆત રાખેલું. હાલમાં તેમની શાળાઓ અને કૉલેજો યુનિવર્સિટીનો અભ્યાસક્રમ રાખે છે અને સાથે બાઇબલ ફરજીઆત હોય છે. સરકાર ધર્મની બાબતમાં તટસ્થતા નહિ પણ બેદરકારી રાખે છે, અને તેથી અમુક જ ધર્મનું શિક્ષણ ફરજીઆત હોય તેવી શાળા વા કૉલેજો માન્ય કરી નથી, અને નિયમ પ્રમાણે મદદ પણ આપતી નથી. પણ પાદરીઓની શાળાઓ અને કૉલેજોને ખ્રિસ્તી ધર્મની હોવાથી અપવાદ તરીકે મદદ લોકોના ના કહેવા છતાં ચાલુ રાખી છે.

### વૈદક અને આરોગ્ય

આયુર્વેદિક અને યુનાની દવાઓ, વૈદ્ય અને હકીમો પ્રજામાં હતાં જ. આરોગ્યના નિયમો પણ પ્રજાના જીવનમાં ઉતરેલા હતા.

પણ વચ્ચે એવો સમય આવ્યો કે પ્રજા અજ્ઞાનના અંધારામાં દુખી, અને પરિણામે બ્રિટિશ રાજ્યની શરૂઆતમા દેશમાં અવ્યવસ્થા ઘણી હતી. પ્રજાના સુખ અને આબાદી માટે વૈદ્યક અને સુધરાઇ ખાતાની જરૂર છે. બ્રિટિશ સરકારે વૈદક ખાતાના તાબામાં દરેક તાલુકાના મથકે સામાન્ય દાક્તરના હાથ નીચે અને દરેક જીલ્લાના મથકે સિવિલ સર્જનના હાથ નીચે એકેકું દવાખાનું કાઢવા બનતું કર્યું છે. મુબઇ જેવાં મોટાં શહેરોમા ખાનગી માણસોની સખાવતથી દવાખાના ચાલતાં હોય છે, જેનો લાભ ગરીબ લોકોને મફત મળી શકે છે. ખાનગી દાક્તરના દવાખાના પણ ઘણે ઠેકાણે હોય છે. પાદરીઓના દવાખાનાઓનો થોડે ખર્ચે માણસો લાભ લઈ શકે છે. દરેક મોટા દવાખાના જોડે દર્દીઓને રહેવાની સગવડ હોય છે. આવા દવાખાનાંઓને ઇસ્પિતાલ કહે છે. ઇસ્પિતાલોનો લાભ જેટલો વિલાયતની પ્રજા લે છે તેટલો અહીંની પ્રજા લેતા હજુ સુધી શીખી નથી.

વૈદકીય ખાતાના નોકરોના બે વિભાગ પાડવામાં આવ્યા છે. સનંદી વૈદકીય નોકર અને સૈનિકી વૈદકીય નોકર. લશ્કરના દાક્તરોને જરૂર ન હોય ત્યારે પ્રજાના દાક્તરો તરીકે કામ કરવાનું હોય છે. હિંદી સનંદી નોકરની માફક વૈદકીય નોકરની પરીક્ષા (I. M. S) વિલાયતમા લેવાય છે, અને તેમા પાસ થનાર અહીં નીમાય છે. હિંદની અંદરના અંગ્રેજ લશ્કરના દાક્તરો 'રૉયલ આર્મી મેડીકલ કોર' (R. A. M. C) નામની જુદી જ નોકરીના માણસો હોય છે, જે વિલાયતથી આવે છે. હિંદીઓને હિંદમાં પાશ્ચાત્ય વૈદક વિદ્યાનું જ્ઞાન મળે તે માટે અમદાવાદ, પૂના, હૈદ્રાબાદ (સિંધ) જેવાં સ્થળોએ વૈદકીય શાળાઓ છે, જ્યાં અંગ્રેજી સાતમા ધોરણ પછીના વિદ્યાર્થીઓને અભ્યાસ માટે દાખલ કરવામા આવે છે. મુંબઇમા યુનિવર્સિટીના આશ્રય નીચે એક ગ્રાન્ટ મેડીકલ કૉલેજ સરકાર ચલાવે છે, જ્યાં વિદ્યાર્થીઓ ભણે છે અને સર જમશેદજી જીજીભાઇની હૉસ્પીટલમા

ઑપરેશનની પ્રેક્ટીસ મેળવે છે. અસહકાર પછી તિલક વિદ્યાપીઠના આશ્રય નીચે એક નેશનલ મેડીકલ કૉલેજ નીકળી છે. કલકત્તામાં પણ તેવી એક શાળા બંગભંગના વખતની ચાલે છે. હકીમ અજમલખાનજીને ત્યાં પણ યુનાની પદ્ધતિનું વૈદક શીખવાડતી એક શાળા છે.

વૈદકીય ખાતાને પ્રજાના આરોગ્યનું પણ કામ હોય છે. તે માટે સેનીટરી કમીશનરો દરેક મ્યુનિસિપાલિટીમાં નીમાય છે. તેઓને ગામમાં ગંદકી ન થાય, કોહવાઇ ગયેલાં શાકભાજી ન વેચાય તથા પ્રજાનું આરોગ્ય વધે તેવાં કામો કરવાનાં હોય છે. આરોગ્ય તથા વૈદકીય ખાતું પ્રાંતિક સરકારના તાબામાં છે. તેના ઉપરી તરીકે સર્જન જનરલ અને સેનીટરી કમીશનર એમ બે અમલદારો વૈદક અને આરોગ્ય ખાતા માટે હોય છે. જાનવરોના દાક્તરો પૂરા પાડવાનું કામ પણ સરકાર કરે છે, અને અનુકૂળતા પ્રમાણે યોગ્ય સ્થળે જાનવરોનાં દવાખાનાં લોકોને મફત લાભ મળે તે માટે કાઢવામાં આવે છે. પણ સ્ત્રીઓના રોગો માટે જોઇએ તેવી સગવડ થઈ શકી નથી. આજ સુધી સ્ત્રી દાક્તરો અને દાયણોનો અભાવ હતો તે દૂર કરવા માટે સ્ત્રીઓને દાક્તરી કેળવણી આપવા સારૂ દિલ્હીમાં એક કૉલેજ સ્થપાઇ છે. ગાંડા તથા રક્તપીતીઆઓ માટે પણ દવાખાનાં છે, જેમાં તેવા દર્દીઓની સારવાર થાય છે. હડકાયાં કુતરાંએ કરડેલાંના ઉપચાર માટે કસૌલી (હિમાલયમાં) એક દવાખાનું છે, જ્યાં ઘણાં દર્દીઓને દર્દ મટ્યું છે અને મટે છે.

રોગો મટાડવા કરતાં તેને થતા પહેલાં જ અટકાવવા એ ઉત્તમ કામ છે; અને તે કામ માટે સરકારે કૉલેરા, પ્લેગ, ક્ષય, મૅલેરીઆ વગેરે રોગોના અભ્યાસ માટે પ્રયોગશાળાઓ સ્થાપી છે, અને તેની ઉત્પત્તિ અટકાવવાની શોધો થાય છે. બધા રોગોનું મૂળ અસ્વચ્છતા છે. ગટરોમાં ગંધાતાં પાણી ભરાઇ રહે, જાજરૂની ગંદકી વધે, પોળે કચરાના ઢગલા વધતા જાય, કુવાની આજુબાજુ ગંદકી થાય, દારૂનો

પ્રચાર વધતો જાય સારી ખાદ્ય વસ્તુની મોંઘવારી અને તેથી બજાર ની ગમે તેવી વસ્તુ ખાવાનો પ્રચાર થાય;—આ બધાં પ્રજાને રોગી બનાવનારાં કારણો છે. તેમાંથી બચાવવા માટે દવાઓ કરતાં આરોગ્યના નિયમોનું જ્ઞાન અને પાલનની બહુ જરૂર છે.

## દુકાળશમન

હિંદની વસ્તીના ૮૦ ટકા ખેતી ઉપર જીવનાર છે, અને ખેતીનો આધાર વરસાદ ઉપર હોવાથી દુકાળનો સંભવ ઘણો હોય છે. વળી તીડ, ઉંદર, રોગ વગેરે ઉપદ્રવોથી પણ દુકાળ હિંદમાં વધુ નાશકારક નીવડે છે. પરિણામે દુકાળશમનનું કામ તે હિંદી સરકારની ખાસ ફરજ થઇ છે, અને ઇ. સ. ૧૮૭૮ પછી દોઢ કરોડ રૂપીઆ દર સાલ દુકાળ ફંડ ખાતે કાઢવામાં આવે છે. જે પ્રદેશમાં દુકાળ પડ્યો હોય તે પ્રદેશના લોકોનું દુ:ખ ઓછું કરવામાં તે રકમ વપરાય છે. દુકાળશમનને માટે નીચે જણાવેલી બાર રીતે સરકાર કામ કરે છેઃ

(૧) દુકાળવાળા પ્રદેશમાં તળાવો ખોદવાનું, રસ્તા બાંધવાનું, રેલવે બાંધવાનું કામ કરાવાય છે, અને મજુરોને જેટલી મજુરી વડે ખાવાનું મેળવી શકે તેટલી મજુરી આપવામાં આવે છે. તળાવ ખોદવાનાં વગેરે કામો માટે અણઘટ મજુરો પણ ચાલી શકે છે, એટલે દરેક જણ તેનો લાભ લઈ શકે. પણ મજુરો પોતાનું વતન છોડી દૂર જતા નહિ હોવાથી તેનો લાભ જોઇએ તેવો નથી લેવાતો. વળી તે કામ વરસાદ પડ્યે બંધ થઈ શકે તેવું હોવું જોઇએ, કારણકે મજુરો વરસાદ પડે છે કે તરત જ ખેતીને કામે વળગી જાય છે.

(૨) અપંગ અને બાળકો માટે સારા સદ્‌ગૃહસ્થોની દેખરેખ નીચે રસોડું ઉઘાડી ત્યાં ખાવાનું આપવામાં આવે છે.

(૩) ઉંચા કુટુંબનાં ગરીબ સ્થિતિનાં માણસોને તેમજ પડદે રહેનાર સ્ત્રીઓને સ્વયંસેવકો દ્વારા અનાજ ગુપ્ત દાન તરીકે વાની ગોઠવણ કરવામાં આવે છે. ( આવી જાતની મદદ

પ્રામાણિક માણસને અભાવે લોકોને મદદ મળતી નથી અને ઘણી વખત અયોગ્ય માણસો તેનો લાભ લઇ જાય છે. )

(૪) ખેડુતોને તગાવી તરીકે પૈસા આપવામાં આવે છે, જે વડે તે કુવા કરી શકે, બળદ તથા ખેતીનાં ઓજાર મેળવી શકે અને ભવિષ્યમાં દુકાળ પડે તેને પણ સહન કરવાની શક્તિ મેળવી શકે. આ તગાવીની રકમ ઠરાવેલે હપ્તે સરકારને પાછી ભરવાની હોય છે. (તગાવીની મદદથી ખેડુત વાણીઆના પંજામાંથી થોડો વખત છુટે છે, પણ સરકારના હપ્તા એટલા તો જડબેસલાક હોય છે કે પાછળથી તે વાણીઆના પંજામાં એવો તો સપડાય છે કે પછી તે છુટી શકતો નથી. )

(૫) નહેરો ખોદાવવાનું કામ દુકાળમાં હાથ ધરાય છે, જેથી વરસાદ ન પડે તો પણ ખેડુત નહેરના પાણીથી પાક લઈ શકે અને દુકાળના દુઃખને નિવારી શકે.

(૬) રેલવે બંધાવાય છે, જે વડે સુકાળવાળા પ્રદેશમાંથી અનાજ લાવી દુકાળવાળા પ્રદેશમાં પૂરૂં પડાય છે, તેમજ દુકાળીઆઓને જ્યાં મજુરની જરૂર હોય ત્યાં લઈ જઇ શકાય છે. (નહેરો માટે પૈસા વપરાય એ ઘણું સારૂં છે, પણ અત્યાર સુધીમાં સરકારે જેટલા પૈસા રેલવે માટે વાપર્યા છે એટલા નહેરો માટે નથી વાપર્યા, કારણ કે રેલવેથી લશ્કર કોઇ પણ પ્રદેશમાં સહેલાઇથી લઈ જઇ શકાય અને તેથી થોડે લશ્કરે મોટો દેશ કાબુમાં રાખી શકાય. વળી રેલવેનો સામાન સરકારની મિલકત ગણાય, જ્યારે નહેરોથી સરકારની મિલકત વધતી નથી તેમજ દેશને સાચવવાની સગવડ પણ વધતી નથી.)

(૭) મહેસુલ મુલતવી અથવા માફ કરવામાં આવે છે. (ચાર આનીથી ઓછો પાક હોય છે ત્યારે બધું મહેસુલ મુલતવી રખાય છે અને ૭ આની હોય તો અર્ધું મહેસુલ મુલતવી રહે છે. મુલતવી રહેલું મહેસુલ બીજે વર્ષે પાક સારો હોય તો વસુલ થાય છે અને નહિ તો પછી તે માફ થાય છે.)

(૮) ખેડુતોની સહકારી પેઢીઓ કાઢવામા આવે છે, જેમાથી તેમને વખતોવખત મદદ મળી શકે છે. (સહકારી મંડળીઓ ઇ. સ ૧૮૭૮મા શરૂ થઇ. તેનો ઘણો લાભ હોલેન્ડ, જર્મની અને અમેરિકામા લેવાય છે અહીંઆ મંડળીઓ તરફથી અમુક હદ સુધીની જ રકમો અને અમુક વખત સુધીને માટે મળતી હોવાથી ગહત જેવો ધારીએ તેવો મળતો નથી.)

(૯) ખેતીવાડી ખાતા દ્વારા ખેતીનો સુધારો કરવા અને ઢોરની ઓલાદ સુધારવા મોડેલ ફાર્મ્સ ઠેકાણે ઠેકાણે કાઢવામા આવ્યા છે, અને તેને લગતી શોધખોળ કરવા માટે પુસામા એક સંસ્થા સરકાર ચલાવે છે. (ખેતીવાડી સુધારવાના અને ઓલાદ સુધારવાના જે પ્રયત્નો થાય છે તે વિલાયતની પરિસ્થિતિને અનુકૂળ હોય તેવી જાતના હોય છે. અહીંની પરિસ્થિતિ ભિન્ન હોવાથી તેને અનુકૂળરીતે સુધારા દાખલ કરવા કંઇ થયુ નથી, અને તેથી પ્રજાને નહિ જેવો જ લાભ મળ્યો છે. પુસાની શોધખોળની સંસ્થાનો લાભ અહીંથી કાચો માલ ખરીદી લઇ જનાર અને વિલાયતથી પાકો માલ મોકલનાર યુરોપીઅન વેપારીઓને મળે છે, પણ પ્રજાને નથી મળતો. જે શોધખોળ અને નવા અખતરા થાય તેના પરિણામો ખેડુત પ્રજા અંગ્રેજી નથી જાણતી એવુ જાણનાર સરકાર અંગ્રેજીમા જ બહાર પાડે એટલે તેનો લાભ પરદેશી યુરોપીઅન વેપારીઓ સિવાય બીજાને ક્યાથી મળે?)

(૧૦) જંગલની નજીકના માણસોને તેમાથી ઘાસ તથા લાકડા લઇ જવાની રજા દુકાળના વખતમા આપવામા આવે છે.

(૧૧) જંગલનુ રક્ષણ કરવામા આવે છે કે જેથી વરસાદ જતો ન રહે અને વળી સરકારને તેમાથી દર વર્ષે નિયમિત રીતે સારૂ ઉત્પન્ન મળતુ રહે (જંગલોના બે ભાગ છે. કેટલાક રીઝર્વ અને કેટલાક પ્રોટેક્ટેડ. રીઝર્વમા શિકાર વગેરેની મનાઇ છે. રક્ષિતમા લાકડા વગેરે લેવાની મનાઇ છે જંગલ ખાતુ ચલાવવામા સરકાર

આવક તરફ હમેશાં નજર રાખે છે અને તેથી દુકાળમાં રાહત મળતી નથી.)

(૧૨) ખેડુતોની જમીન લહેણદારોના હાથમાં ન જાય પડે તે માટે કાયદા કરવામાં આવ્યા છે. જે વડે ખેડુત જમીન ગીરો મુકી પૈસા મેળવી શકે, પણ તે પૈસા ઉપર લહેણદારનો દાવો વીશ વર્ષ કરતાં વધારે વર્ષ ઉપરની રકમ ઉપર ચાલી શકે નહિ. (આ કાયદાથી જમીન બગડતી બચી છે અને લાભ પણ પ્રજાને મળે છે. પણ સરકારે પોતાનું મહેસુલ ઘટે નહિ તે તરફ નજર રાખી આ કાયદા ઘડ્યા છે એમ સ્પષ્ટ જણાય છે.)

હિંદમાં અનાજ જેટલું જોઇએ તેટલું પહેલાં થતું, પણ પાછલાં દશ વર્ષથી સ્થિતિ બદલાઇ છે. જોઇએ તેના કરતાં અનાજ ઓછું પાકે છે અને ભવિષ્યમાં જો તે તરફ નજર નાખવામાં નહિ આવે તો સ્થિતિ ભયંકર ઉભી થશે અને ખાવાને માટે અનાજ પરદેશથી લાવવું પડશે. તે નીચે આપેલા કોઠા ઉપરથી સમજાશેઃ—

| | | |
|---|---|---|
| બ્રિટિશ હિંદની વસ્તી | ૨૪૪૩ | લાખ માણસ |
| દર વર્ષે તેમને જોઇતો ખોરાક | ૪૮૫ | લાખ ટન |
| બી માટે જોઇતું અનાજ | ૨૦ | લાખ ટન |
| ઢોર માટે જોઇતું અનાજ | ૧૨૮.૬ | લાખ ટન |
| કુલ જોઇતું અનાજ | ૬૩૩.૬ | લાખ ટન |
| અનાજ પકવતી જમીન | ૧૯૫૦ | લાખ એકર |
| સેંકડે દસ ટકા બગાડ બાદ કરતાં | | |
| પાકતું અનાજ | ૫૬૭.૨ | લાખ ટન |
| પરદેશ જતું અનાજ | ૪૯.૩ | લાખ ટન |
| હિંદીઓને ખાવા માટે મળતું અનાજ | ૫૧૭.૯ | લાખ ટન |
| ખુટતું અનાજ | ૧૧૫.૭ | લાખ ટન |

જે દેશમાં અનાજ અઢળક પાકતું તેની આ સ્થિતિ !

## રેલવે

રેલવેની શરૂઆત ઈ. સ. ૧૮૫૩માં મુંબઇ અને થાણા વચ્ચે થઇ હતી. ધીરે ધીરે વધતાં તે સમસ્ત હિંદમાં પહોંચી વળી છે. હવે બે જગ્યાએ રેલવે ખાસ કરીને નાખવાની બાકી છે. (૧) હિંદને લંકા સાથે જોડનારી દરીઆ ઉપરની ૨૦ માઇલની (૨) હિંદને બ્રહ્મદેશ સાથે જોડનારી. શરૂઆતમાં રેલવે નાખવા માટે જોઇતા પૈસા વિલાયતમાં કંપનીઓ ઉભી કરી મેળવવામાં આવ્યા હતા. તે કંપનીઓને જોઇતી જમીન મફત આપવામાં આવી અને કંપનીના ભાગીદારોને પાંચ ટકા વ્યાજની ગેરંટી આપવામાં આવી. તેથી વધુ નફો મળે તો સરકારનો નફામાં અર્ધો ભાગ ઠરાવવામાં આવ્યો. કંપનીઓએ આથી કરીને કરકસર છોડી દીધી અને એંજીન ડ્રાઇવરો પણ વિલાયતથી લાવવા માંડયા, જેથી સરકારને દરસાલ રેલવેમાં નફો વહેંચવા જોડવું પડતું. છેવટે ઈ. સ. ૧૮૭૫થી હિંદીઓને એંજીન ડ્રાઇવરની જગ્યાએ લેવાનું ઠરાવવામાં આવ્યું અને ભવિષ્યમાં નવી રેલવેઓ સરકારે બાંધવાનું અને જુના પટા પૂરા થાય ત્યારે સરકારે ખરીદી લેવાનું રાખવું એમ નક્કી થયું. પણ દુકાળ અને લડાઇઓને લીધે પૈસાની તાણ પડી એટલે વળી કંપની પાસે બંધાવવાનું ચાલુ કર્યું-પણ ગેરંટી પાંચને બદલે અઢીથી સાડાત્રણ ટકાની આપી અને પટા ત્રીશ ત્રીશ વર્ષના જ કરી આપવા માંડયા. ઈ. સ. ૧૮૮૦માં સરકારે ઇસ્ટ ઇન્ડિઆ કંપનીની રેલવે ખરીદી લીધી અને પછી તે કંપનીને તેનો વહીવટ ચલાવવા જુદી શરતોએ સોંપી. રજપુતાના માળવા રેલવે, બંગાળા નાગપુર રેલવે, સીમલા કાલકા રેલવે એ સરકારે બંધાવી છે અને તેનો વહીવટ અમુક અમુક શરતોએ કંપનીઓને સોંપવામાં આવે છે. ગેરંટીડ રેલવે જી. આઇ. પી; બી. બી. એન્ડ સી. આઇ; ઇ. બી; ઓ. આર; અને એસ. આઈ; વગેરે છે. અને જેમ જેમ અનુકૂળતા મળતી જાય છે અને પટા પૂરા થતા જાય છે તેમ તેમ આ રેલવેઓ ખરીદી લેવાનું રાખ્યું છે. રેલવેમાંથી ઈ. સ. ૧૯૦

પછી સરકારને નફો મળવા લાગ્યો છે. ત્યાં સુધી સરકારને જોવું પડતું. અત્યારે બધી રેલવેઓ ઉપર થઇને ૩૮૦૦ લાખ પૌંડનું રોકાણ થયું છે. અને તેના ઉપર ૫ થી ૭ ટકા વ્યાજ મળે છે.

રેલવેમાં ઉંચી નોકરીઓ હિંદી સનંદી નોકરીની માફક પરદેશીઓને જ અપાય છે. તેમની નીચેની નોકરીઓ એંગ્લો ઇન્ડિઅન અને યુરેઝીઅન જેઓ હિંદીઓને અતિશય ધિક્કારે છે અને અસભ્ય વર્તન ચલાવે છે તેમને અપાય છે, અને તદ્દન નીચી પાયરીની નોકરીઓ હિંદીઓને અપાય છે. રેલવેના ત્રીજા વર્ગના ઉતારૂઓની હાડમારી ગાંધીજી અને બધા જ જણાવે છે. તેનો ઉપાય એક જ છે કે અત્યારે છે તેના કરતાં વધારે પ્રમાણમાં ઉપલી નોકરીઓમાં હિંદીઓને રાખવા, જેથી ખર્ચ ઓછું થશે અને લોકોનાં દુઃખ પણ દૂર થશે.

રેલવેના ઉપરના અધિકારી પરદેશી હોવાથી દેશના ઉદ્યોગને પોષણકર્તા થવાને બદલે રેલવે હાનિકર્તા થઈ પડી છે. મુંબઇથી આગ્રા સુધી દીવાસળી લઈ જવાનું જે ભાડું છે તેટલું જ ભાડું અમદાવાદથી આગ્રા દીવાસળી લઇ જવાનું છે, જેથી વિલાયતી દીવાસળી આગ્રામાં જેટલી સહેલાઇથી પોષાઈ શકે તેટલી સહેલાઇથી અમદાવાદી ન પોષાય. વળી મુંબઇથી ભરૂચ લઇ જવાના કોલસા, નાળિયેર, લાકડું વગેરે માટે જે દર રેલવેએ રાખ્યા છે તે એટલા બધા ઓછા છે કે જેથી દરીઆમાર્ગે ભરૂચ અને મુંબઇનો વહેવાર તદ્દન બંધ પડી ગયો છે, અને પરિણામે વહાણ બાંધવાનો ઉદ્યોગ પણ નાશ પામ્યો છે. વળી આટલા જ ઓછા દર ભરૂચથી આગળનાં સ્ટેશનો માટે નથી. આ પ્રમાણે રેલવે કંપનીનો જનરલ ટ્રાફીક મેનેજર દેશના ઉદ્યોગને અને વેપારને ધારે તેવી સ્થિતિમાં લાવી મુકી શકે છે. તોપણ ગુડસ ટ્રાફીકના દરની ણુક જોઈ વિચાર કરવાનું ઘણા થોડા જ કરે છે, જ્યારે વકીલાત મારેનાં ચોથાં ઘણા ઉથામે છે.

## ઈરીગેશન

કુવા અને નાના તળાવડાથી હિંદમા ઇરીગેશનનુ કામ ઘણુ થાય છે. ઉપરાત તળાવો બાધી તેમાથી ખેતરોને પાણી પૂરૂ પાડવાનું કામ સરકાર કરે છે. નદીમાથી પણ નહેર બાધી સરકાર ખેતરોને પાણી પૂરૂ પાડે છે. મહાન અશોકે ગીરનારની તળેટીમા સુદર્શન નામનું તળાવ બાધ્યુ હતું. તે ત્રણ ચાર વાર તૂટ્યું અને ત્રણ ચાર વાર બધાવ્યુ. હવે તો તે ક્યા હતુ તેની નિશાની પણ જડતી નથી. વિજયનગરના રાજાએ આવી નહેરો બધાવી હતી ફીરોજ તઘલખ અને મોગલ બાદશાહોએ જમના અને ગગાની નહેરો બધાવી હતી. બ્રિટિશ સરકારે પ્રથમ નહેર ઇ. સ. ૧૮૫૪મા બધાવી અને પછી પંજાબમા એટલી બધી નહેરો બંધાઈ છે કે ત્યા વસ્તી અને પાક વધતા ચાલ્યા છે અને જગલ ફળદ્રુપ દેશ બની ગયો છે. તોપણ કુવા તથા નાના તળાવડાથી ઘણી જમીનને ખેતી માટે પાણી પૂરૂ પડે છે. (૧) સરકારે કરેલા બાધકામથી અને (૨) કુવા તથા તળાવડાથી જે જમીનને પાણી પૂરૂં પડે છે તે બત્રીશ અને અડસઠના પ્રમાણમા છે. નહેરો બાધવામા બે ભાગ કરેલા છે. નાની નહેરો પ્રાતિક સરકાર બધાવે છે અને ચાલુ રાખે છે, જ્યારે મોટી નહેરો વડી સરકાર બધાવ્યા પછી તેને ચાલુ રાખવા માટે પ્રાતિક સરકારને સોંપી દે છે

## જાહેર બાંધકામ

નહેરો, રસ્તા, નિશાળો, ઇસ્પિતાલો, દવાખાના, ઓફીસો, કેદખાના, કોર્ટો, નદીનાળા, પૂલ, ધર્મશાળા, ડાકબગલા વગેરે બાધવાનું કામ કરનાર ખાતુ જાહેર બાધકામ ખાતુ કહેવાય છે નહેરોને લગતી વાત આવી ગઇ છે. રસ્તા બાધવામા કેટલાક રસ્તા જીલ્લા લોકલ બોર્ડને ખર્ચે અને કેટલાક મ્યુનિસિપાલિટીના ખર્ચે આ ખાતુ બધાવે છે. મકાનો વગેરે જે ખાતાના ઉપયોગ માટે બધાવાય છે તે ખાતામાથી તેનુ ખર્ચ અપાય છે, એટલે આ ખાતાને

પોતાને ખાસ ખર્ચ પ્રમાણમાં થોડું હોય છે. આનું કામ બંધાયેલાં મકાન, રસ્તા વગેરેના રીપેરનું અને સામાન્ય દેખરેખનું પણ હોય છે. વડી સરકારમાં ખેતીવાડી અને રેવન્યુ ખાતાના મેમ્બર પાસે આ ખાતું છે. પહેલાં લશ્કરને માટે મકાનો બાંધવાનાં હતાં, પણ દિવસે દિવસે બીજાં મકાનો બાંધવાની જરૂર પડતી ગઈ એટલે લશ્કર માટેનું બાંધકામ લશ્કરી ખાતાને સોંપી દેવામાં આવ્યું.

આ ખાતાની નોકરીના ત્રણ ભાગ છે. છેક ઉપલા હોદ્દાના અધિકારીઓ જેવા કે ચીફ એન્જીનીઅર, સુપ્રિન્ટેંડીંગ એન્જીનીઅર તથા એક્ઝીક્યુટીવ એન્જીનીઅરને હિંદી વજીર વિલાયતથી નીમી મોકલે છે. ઇ. સ. ૧૮૭૧ માં રૉયલ ઇન્ડિઅન એન્જીનીઅરીંગ કૉલેજ ઇંગ્લેંડમાં કુપર્સહિલમાં સ્થપાઈ હતી, તેમાંથી ભણીને નીકળેલા માણસો નીમાતા હતા. પણ ઇ. સ. ૧૯૦૬થી તે બંધ થઇ ગઇ છે. પ્રાંતિક અને તેની નીચેની નોકરીમાં હિંદની એન્જીનીઅરીંગ કૉલેજમાં પાસ થનાર વિદ્યાર્થીઓ નીમાય છે. દરેક જીલ્લામાં એક એક્ઝીક્યુટીવ એન્જીનીઅર, તેના હાથ નીચે આસીસ્ટંટ એન્જીનીઅર અને ઓવરસીઅરો હોય છે. તે જીલ્લાનાં સરકારી મકાનો તથા રસ્તાના રીપેર માટે સામાન્ય દેખરેખ રાખે છે. પાંચ કે છ એક્ઝીક્યુટીવ એન્જીનીઅર ઉપર એક સુપ્રિન્ટેન્ડીંગ એન્જીનીઅર હોય છે, અને બધા સુપ્રિન્ટેન્ડીંગ એન્જીનીઅરો ઇલાકાના ચીફ એન્જીનીઅરના તાબામાં હોય છે. મુંબઈ, મદ્રાસ, બંગાળા અને સંયુક્ત પ્રાંત માટે બે ચીફ એન્જીનીઅર છે. એક ઇરીગેશન અને બીજો મકાનો વગેરે માટે. પંજાબને બે નહેરો માટે અને એક મકાનો માટે મળી ત્રણ ચીફ એન્જીનીઅરો છે.

## પ્રકરણ ૯ મું

# દેશી રાજ્યો

હિંદની એકંદર કરોડની વસ્તીમાં સાત કરોડ પ્રજા ૬૦૦થી ૭૦૦ દેશી રાજ્યોની છે તેમાં મોટામાં મોટું રાજ્ય નિઝામનું છે અને નાનામાં નાનું કાઠીઆવાડના એક ગામનું છે.

ફ્રેન્ચ અને ઈગ્લીશ ઇન્ડિઆ કંપનીઓની જે વખતે હરિફાઈ ચાલતી હતી તે વખતે ઇંગ્લિશ ઇન્ડિઆ કંપનીએ કર્ણાટક જેવા નાના રાજ્યોને પણ પોતાના મિત્ર ગણી સલાહ કરેલી અને જરૂર પડે મદદ લેવા તથા દેવાનો સબંધ રાખેલો પાછળથી જેમ જેમ કંપનીની સત્તા મજબુત થતી ગઈ તેમ તેમ માર્કવિસ ઓફ વેલેસ્લીએ સહાય કારક લશ્કરની યોજના મિત્રરાજ્યો પાસે સ્વીકારાવી જેથી (૧) દેશી રાજ્યને પોતાને ખર્ચે કંપનીની કાબુ તળેનું એક લશ્કર રાખવાનું થયું કે જે વડે તેને અણીને પ્રસંગે મદદ થઇ શકે તેમજ તે રાજા કંપની સામે કદી થઈ શકે નહિ (૨) તે દેશી રાજ્યે બીજા રાજ્યો સાથેનો વહેવાર કંપની મારફત કરવો, જેથી બે દેશી રાજ્ય સપીને કંપની સરકાર સામે ન થઇ શકે. (૩) કંપનીની રજા સિવાય કોઇ પણ યુરોપીઅનને તે રાજ્ય રાખી શકે નહિ, જેથી યુરોપનું તેમના સિવાય કોઇ પણ રાજ્ય હિંદમાં સત્તા જમાવી શકે નહિ. કંપની સરકારના કોઈ મિત્ર સાથે તકરાર થાય તો કંપની સરકાર જે નીવેડો લાવે તે કબુલ રાખવો આને પરિણામે કંપની સરકારની સામે કોઇ રાજા થઈ શકે નહિ તેમ થયું. ખુદ વેલેસ્લીને પણ ખબર નહિ હોય કે તેની સહાયકારક પદ્ધતિના કેવા જબરા પરિણામ આવશે અને અંતે સમસ્ત હિંદ લોકીનું ટીપુ રેડાયા સિવાય કંપનીના તાબામાં

આવી જશે. પ્રથમ આ યોજના મરજીઆત હતી, પણ પાછળથી જે રાજ્યોએ આ યોજના સ્વીકારી ન હોય તે જો પજવે તો તેને માટે શું કરવું તે વિચારથી ટીપુ અને મરાઠી રાજ્યને બળજોરીથી પણ આ પદ્ધતિ સ્વીકારાવી હતી. પણ સત્તા બરાબર જામેલી નહિ હોવાથી અયોધ્યા, મ્હૈસુર, નાગપુર વગેરે રાજ્યોને ખાલસા કરવા જેવા સંયોગો ઉભા થયા છતાં તેમની સાથે સલાહ કરી પાછાં સોંપવામાં આવ્યાં હતાં. તે અરસામાં પેશ્વાનું રાજ્ય ખાલસા થયું. ગુજરાતનાં ઘણાં નાનાં રાજ્યો નામની મરાઠી સત્તા તળે હતાં. બે ત્રણ વર્ષે ગાયકવાડી ફોજ આ રાજ્યોમાં ફરી ખંડણી ઉઘરાવતી. તે સિવાય તે રાજ્યો સ્વતંત્ર રહેતાં. નાનાં રાજ્યોને પ્રબળ રાજ્યો ઘણી વખત ત્રાસ આપતાં. તેથી કરીને જોધપુર, ચિતળ, જસદણ વગેરે કાઠી દરબારોએ ઇ. સ. ૧૮૦૩માં જુનાગઢ, જામનગર વગેરેના જુલમમાંથી બચવા માટે ગાયકવાડ સરકારના રેસીડન્ટ કર્નલ વૅાકરને અરજી કરી. તેમણે કાઠીઆવાડના બધા દરબારોને ભેગા કરી ખંડણીની રકમ નક્કી કરી અને નિયમિત ભરવાની શરતે સલાહશાંતિથી રાજ્ય ચલાવી શકવાની દરેકને ખાતરી આપી. આ કરારો કાઠીઆવાડમાં વૅાકર સેટલમેન્ટ તરીકે પ્રસિદ્ધ છે. તે મુજબ કાઠીઆવાડના રાજ્યોના દરજ્જા નક્કી કરવામાં આવ્યા છે, અને સત્તા પણ આપવામાં આવી છે. ત્યાર પછી લૉર્ડ હેસ્ટીંગ્સ અને ડેલહાઉસીના વખતમાં કંપની સરકારની સત્તા બરાબર જામી ગયેલી હોવાથી સરહદ ઉપર બીજા કોઇની દખલ ન રાખવી એ વિચારથી સિંધ અને પંજાબ ખાલસા કર્યાં. સતારા, ઝાંસી અને નાગપુર એ કંપની સરકારના જુદા જુદા પ્રાંતોની વચ્ચે આવતાં હતાં અને તે અડચણ કરતાં હતાં તેથી ખાલસા કર્યાં. આ કારણોને લીધે ઇ. સ. ૧૮૫૭ના બળવો થયો. પરિણામે મહારાણી વિક્ટોરીઆએ દત્તક લેવાનાં સંબંધમાં તેમજ રાજ્ય ખાલસા નહિ કરવાના સંબંધમાં અભય વચન આપ્યું છે. ત્યાર પછીથી રાજ્યોમાં ફેરફાર થયા નથી.

હાલમા જે રાજ્યો છે તેમાં નિઝામ, વડોદરા, ગ્વાલીયર અને ઇંદોર બ્રિટિશ રાજ્યનાં સમકાલીન છે, અને મોગલાઇ અથવા પેશ્વાઇ તૂટી તે અરસામા સ્થપાયાં છે. પોતે બળવાન છે પણ પોતાની સ્વતંત્રતા બ્રિટિશ રાજ્ય સામે જાળવી નહિ શકવાથી એકબીજા સાથે કેવું વર્તન રાખવું એ નિશ્ચય કરી પોતાના રાજ્યની અંદર સંપૂર્ણ સ્વતંત્રતા રાખીને બ્રિટિશ રક્ષણ નીચે આવ્યાં છે. ત્રાવણકોર, મ્હૈસુર, ઉદેપુર વગેરે રજપૂત રાજ્યો પ્રાચીન છે. મોગલાઇમા તેમની સ્થિતિ પડું પડું થઇ રહેલી, તેમાથી બચી અત્યારે બ્રિટિશ સરકારને આશરે રહીને ટકી શક્યા છે. બીજાં નાના રાજ્યો બ્રિટિશ રાજ્યના સમકાલીન અને આજ પડું કાલ પડું તેવી સ્થિતિમા હતા તે બ્રિટિશ રાજ્ય સ્થિર થયા પછી તેમને સ્થિરતા બક્ષવાથી હયાતીમા રહ્યા છે. એટલે દરેક દેશી રાજ્ય ઉપર સાર્વભૌમ સત્તા બ્રિટિશ સરકારની છે, પણ જુદે જુદે સમયે જુદી જુદી સ્થિતિમા નાના મોટા રાજ્યો બ્રિટિશ રાજ્યને આશરે આવેલા હોવાથી તેમની સાથેની શરતોમાં ફેરફાર ઘણા છે. પણ સામાન્ય રીતે આ જાતની શરતો લગભગ દરેક રાજ્ય સાથે છે. (૧) કોઇ પણ દેશી રાજ્ય હિંદ બહારના કોઇ પણ રાજ્ય સાથે સલાહ કે યુદ્ધ કરી શકે નહિ, તેમજ તેમના તરફથી મળતો માન-અકરામ પણ બ્રિટિશ સરકારની સમતિ સિવાય લઇ શકે નહિ. (૨) હિંદની અંદરના રાજ્યો સાથેના સંબંધમાં પણ દરેક દેશી રાજ્યે બ્રિટિશ અમલદાર મારફત તેમણે યોજેલા નિયમાનુસાર જ વ્યવહાર થઇ શકે. તેનો જે ભંગ કરે તેને ભોગવવું પડે. (૩) દેશી રાજ્યની પ્રજા સલાહશાંતિમા રહે અને પ્રજાની ઉપર જુલમ ન થાય તેમજ જુલમી રાજાને પ્રજા પદભ્રષ્ટ ન કરે તે બ્રિટિશ સરકારને જોવાનું હોય છે. (૪) બ્રિટિશ રાજ્યની કે પરદેશની પ્રજા દેશી રાજ્યમા વસે તો તેના રક્ષણનું કામ બ્રિટિશ સરકારનું છે તેમજ દેશી રાજ્યની પ્રજા બ્રિટિશ રાજ્યમા ગઇ હોય તો તે સંબંધી પણ બ્રિટિશ સરકાર જુએ છે, અને દેશી રાજ્યની પ્રજા દેશ પરદેશ જાય ત્યાં બ્રિટિશ

પ્રજા તરીકે ગણી તેમના તરફ લક્ષ બ્રિટિશ સરકાર આપે છે. (૫) બ્રિટિશ સરકારના ઉપર આફત હોય ત્યારે આ રાજ્યોએ મદદ કરવાની છે. તે માટે ઇમ્પીરીઅલ સર્વિસ ટ્રુપ્સ નામનું લશ્કર સરકારેસ્થાપ્યું છે. આ પ્રમાણે દરેક દેશી રાજ્ય પોતાના આંતરિક વહીવટ માટે સ્વતંત્ર છે અને બહારના સ્વરૂપમાં તે બ્રિટિશ સરકારના છત્ર નીચે છે.

ગયા યુરોપીય વિગ્રહમાં સરકારે રાજા તથા પ્રજાની મદદ ખુબ લીધી અને તેને પરિણામે બ્રિટિશ સામ્રાજ્યના વિકટ સવાલો ચર્ચવા માટે સામ્રાજ્યના જુદા જુદા ભાગોના બધા પ્રતિનિધિઓની સાથે હિંદના પ્રતિનિધિઓને બોલાવ્યા હતા. તેમાં રાજાઓના પ્રતિનિધિ તરીકે બીકાનેરના રાજા, પ્રજાના પ્રતિનિધિ તરીકે સર સત્યેન્દ્રપ્રસન્ન સિંહ અને નોકરશાહીના પ્રતિનિધિ તરીકે સર જેમ્સ મેસ્ટનને અહીંની સરકારે મોકલ્યા હતા. અને વર્સેલ્સની શરતો ઉપર પણ આ લોકોને જ હિંદના પ્રતિનિધિ તરીકે ગણી તેમની પાસે સહીઓ કરાવી હતી. બીજી સાલ સામ્રાજ્યના પ્રશ્નો માટે સભા બોલાવી ત્યારે શ્રીયુત શ્રીનિવાસ શાસ્ત્રી અને કચ્છના મહારાવને બોલાવ્યા હતા. મોન્ટેગ્યુ સુધારાથી હવે એક નરેન્દ્રમંડળ હિંદમાં સ્થપાયું છે અને અગીઆર અને તેથી વધુ તોપોનું માન ધરાવે છે તે દરેક રાજાને તેમાં બેસવાનો હક છે. અને તેથી ઉતરતા દરજ્જાના રાજાઓને પોતાના પ્રતિનિધિ મોકલવાનો હક આપવામાં આવ્યો છે. આ સભાથી રાજાઓની અંદર અંદર જે સવાલો ઉભા થતા તેના નીવેડા લાવવાનું, તેમજ બ્રિટિશ સરકાર સાથેના વ્યવહારમાં એકસરખા નિયમો કરવાનું અને સગીર ઉમરમાં રાજ્યવહીવટ ચલાવવા સંબંધમાં ઉત્પન્ન થતા તકરારી મુદ્દાઓનું નિરાકરણ કરવાનું કામ સુલભ થયું છે. વિશેષમાં આ મંડળથી દેશી રાજાઓને બ્રિટિશ હિંદના સવાલોમાં સલાહ આપવાની છુટ મળી છે, જ્યારે આંતરિક સ્વતંત્રતા સંબંધી તે રાજાઓને વચન આપવામાં આવ્યું છે.

આ બધાં રાજ્યોના સંબંધમાં આવેલી જવાબદારીને અદા કરવા માટે સરકારે તેમના વિભાગ પાડી તેને માટે દેખરેખ

ગખવા માણુસો નીમ્યા છે (૧) વડોદરા, નિઝામ, મ્હૈસુર, કારમીર (જમ્મુ) અને નેપાળ વાઇસરોયના તાબામા છે (૨) ગ્વાલીયર, ઇંદોર, ભોપાળ, રેવા અને ૧૪૪ બીજા નાના રાજ્યો મધ્યહિંદ એજન્સીના એજન્ટ ટુ ધી ગર્વનર જનરલના તાબા નીચે છે (૩) ઉદેપુર (મેવાડ), જયપુર, જોધપુર (મારવાડ), ભરતપુર, બીકાનેર, કોટા અને બીજા ચૌદ રાજ્યો રજપૂતાનાના એજન્ટ ટુ ધી ગર્વનર જનરલના તાબા નીચે છે (૪) બલુચીસ્તાનના એજન્ટ ટુ ધી ગર્વનર જનરલ ના તાબામા ખેલાત અને લાસબેલાના રાજ્યો છે (૫) મુંબઇના ગર્વનરના તાબા નીચે કોલ્હાપુર, કચ્છ અને બીજા ૩૫૨ મુંબઇ ઇલાકામા આવેલા રાજ્યો છે (૬) મદ્રાસના ગર્વનરના તાબા નીચે કોચીન, ત્રાવણકોર અને બીજા ત્રણ રાજ્યો છે (૭) બંગાળાના ગર્વનરના હાથ નીચે કુચબિહાર, સીકીમ અને બીજા ૨૭ રાજ્યો છે (૮) મધ્ય પ્રાતના લેફ્ટેનન્ટ ગર્વનરના હાથ નીચે રામપુર, તેહરી, અને એક બીજું રાજ્ય છે (૯) પંજાબના ગર્વનરના હાથ નીચે બાહવલપુર, પતીઆલા, નભા, જીંદ, કપુરથલા અને બીજા ૨૯ રાજ્યો છે (૧૦) બ્રહ્મદેશના ગર્વનરના હાથ નીચે બાવન રાજ્યો છે

આ બધા રાજ્યોની પુરી વિગત આપવી એ ઘણું ભારે કામ છે, કારણ કે દરેક રાજ્યને જુદી જુદી સત્તા છે કેટલાક નિઝામના જેવા રાજ્ય પોતાના રાજ્ય માટે કાયદા કરે છે, નાણુ પાડે છે, પ્રજા ઉપર કર નાખે છે, જમીનમહેસુલ લે છે અને રાજ્ય ચલાવવા ને સપૂર્ણ સ્વતંત્ર છે, જ્યારે કેટલાક રાજ્યોને ફક્ત મહેસુલ લેવાની જ સત્તા છે અને દિવાની, ફોજદારી તથા રક્ષણ માટે અગ્રેજ સરકાર કામ કરી લે છે પહેલાના વખતમા આ બધા રાજ્યોને પોતાના રાજ્યમા સપૂર્ણ સત્તા હતી પણ તેમની સત્તા ઉપર અંકુશો હાલની માફક બ્રિટિશ સરકારના જેવા નહિ પણ જુદી જાતના હતા બાયાતોને અન્યાય થતો તે મહાજનો નીકળતા અને પ્રજાનું મન દુભાતુ

તો ઉચાળા ભરી પરમુલકમાં જવાની તે તૈયારી કરતી. એટલે રાજા લોકોની ખરી ટીકાથી ડરીને, બાયાન અથવા પ્રજાનાં મન મનાવીને તેમની ફરીઆદનો નીવેડો લાવતા, અને એ રીતે પ્રજાને પણ સ્વરાજ્ય હતું. હાલમાં લોકોની વાસ્તવિક ટીકાને બ્રિટિશ સરકાર જ નથી ગણકારતી તો પછી દેશી રાજાઓ કે જેમને માટે અંકુશ તરીકે બ્રિટિશ સરકાર છે તે કેમ ગણકારે? એટલે પ્રજાને **અસહકાર** એ એકજ માર્ગ રહ્યો છે. વળી હાલમાં દેશી રાજ્યોની ટીકા બ્રિટિશ રાજ્યનાં વર્તમાનપત્રો ન કરી શકે તે માટે દેશી રાજાઓના રક્ષણનો કાયદો કર્યો છે, જેથી ટીકા કરનાર પત્ર ઉપર દેશી રાજા બ્રિટિશ હિંદની કોર્ટમાં કેસ મુકી શકે. પણ આ કાયદાથી એક રાજા બ્રિટિશ હિંદની પ્રજા બને છે એ ભુલવું જોઇએ નહિ. આ પ્રમાણે ધીરે ધીરે જે રાજાઓ કંપની સરકારને આશ્રય આપતા તે મિત્ર થયા. ત્યાથી કંપની સરકારના આશ્રય નીચે આવ્યા અને ત્યાંથી છેવટે તેમની પ્રજાની સ્થિતિએ પહોંચવા આવ્યા છે, એ નોકરશાહીના પ્રતાપ !

---

## પ્રકરણ ૧૦ મું

---

# બ્રિટિશ સંસ્થાનો

ઇંગ્લેંડની પ્રજા ધર્મને કારણે અમેરિકામાં જઈ વસી અને ત્યાં રાજ્ય સ્થાપ્યું. પાછળથી હાલમાં યુનાઇટેડ સ્ટેટ્સમાં વસતી પ્રજા લડીને સ્વતંત્ર થઈ. કેનેડાના પ્રદેશની પ્રજા ઇંગ્લેંડના તાબામાં રહી. તેને ઈ. સ. ૧૮૨૮માં પાર્લામેન્ટ આપી અને ગવર્નર ઇંગ્લેંડથી મોકલવાનું રાખ્યું. પાછળથી પાર્લામેન્ટની બે સભા

કરીઃ એક આમની સભા અને બીજી અમીરી સભા. શરૂઆતમાં અમીરી સભા સ્થાપવામાં મુશ્કેલી નડી, પણ હવે તે ચાલુ થઈ ગઈ છે. ઓસ્ટ્રેલીઆની કૉમનવેલ્થ અને દક્ષિણ આફ્રિકાનું યુનીયન આવી જાતની રાજ્યપદ્ધતિવાળા સંસ્થાનો બન્યાં છે. ન્યુઝીલેંડમાં પણ આવી જ રાજ્યપદ્ધતિ છે. તેનાથી યુનાઇટેડ સ્ટેટ્સની માફક નાના નાના ભાગોને પોતાપૂરતી સંપૂર્ણ સ્વતંત્રતા હોય છે, જ્યારે બહારના સંબંધો માટે તે એકત્ર થઈને રાજ્ય ચલાવે છે. આ ચાર સંસ્થાનો પોતાના લોહીની કે પોતાના જેવી જ યુરોપની પ્રજાથી વસાયેલાં હોવાથી સ્વશાસનના હકો બ્રિટિશ પ્રજાએ આપ્યા છે તેથી તે સ્વશાસિત 'Self governing' સંસ્થાનો કહેવાય છે. બીજાં સંસ્થાનો રાજ્યશાસિત 'Crown' સંસ્થાનો છે, જેના ચાર વર્ગ છે. પહેલા વર્ગના સંસ્થાનોમાં ગવર્નરને મદદ કરવા કાર્યવાહી સભા અને ધારાસભા (જેના થોડા સભાસદો પ્રજા—યુરોપીઅન પ્રજા—ચુંટી કાઢે છે અને બાકીના ગવર્નર નીમે છે) હોય છે. આવા સંસ્થાનો લંકા, બ્રિટિશ હોન્ડુરાસ, હોંગકોંગ, મોરીશીયસ, સ્ટ્રેટ્સેટલમેન્ટ, સીએરાલીઓન વગેરે છે. બીજા વર્ગનાં સંસ્થાનોમાં કાર્યવાહી સભાના સભાસદો ગવર્નર નીમે છે અને ધારાસભા પ્રજાના—યુરોપીઅન પ્રજાના—પ્રતિનિધિઓની હોય છે. આ સંસ્થાનો બાર્બાડોઝ, બરમ્યુડા, જમેકા, બ્રિટિશ ગીઆના, માલ્ટા, લીવર્ડ ટાપુઓ અને બામા ટાપુઓ છે. ત્રીજા પ્રકારના સંસ્થાનોમાં કાર્યવાહી સભાના સભ્યો નીમવાની અને ધારા કરવાની સત્તા ગવર્નરને છે. આવાં સંસ્થાનો બાસુટોલેન્ડ, જીબ્રાલ્ટર, લેગુઆન ટાપુઓ અને સેન્ટ હેલીના છે.

આ સિવાય કેટલેક મુલક એવા છે કે જેને બ્રિટિશ સરકાર પ્રોટેક્ટરેટ અથવા રક્ષિત રાજ્ય કહે છે. એટલે તે પ્રદેશમાં બીજી કોઈ પરદેશી પ્રજા દાખલ ન થાય એવું સ્પષ્ટ જાહેર કરવામાં આવે છે. પૂર્વ આફ્રિકા આવું રક્ષિત રાજ્ય છે. આવું રાજ્ય ધીમે ધીમે આધીન રાજ્ય

*પ્રોટેક્ટરેટ એટલે રાખી લીધેલો પ્રદેશ

બને છે અને સંસ્થાન પણ બને છે. બીજો કેટલોક એવો પ્રદેશ છે કે જેને બ્રિટિશ લાગવગનો મુલક ( બ્રિટિશ સ્ફીઅર ઓફ ઇન્ફ્લ્યુઅન્સ ) કહેવામાં આવે છે. આવા લાગવગવાળા મુલકમાં સામાન્ય રીતે વ્યવસ્થા બેસાડવા, વસવાટ કરાવવા અને વેપાર ખીલવવાનું કામ કોઇ કંપનીને બ્રિટિશ સરકાર સોંપે છે અને તે કામ પાર પડે તેને સંસ્થાન બનાવી દે છે. નાઇજેરીઆ અને રોડેશીઆના પ્રદેશનાં સંસ્થાન આ રીતે બન્યાં છે. હિંદને પણ કંપની સરકારે જ સંપાદન કરી આપ્યું છે.

છેલ્લા વિગ્રહને અંતે પછાત પડેલી પ્રજાને સ્વરાજ્યને લાયક થતાં સુધી સુધરેલી પ્રજાની દેખરેખ નીચે મુકવાની (Mendatory System) લીગ ઑફ નેશન્સની મંજુરીથી અમલમાં મુકવામાં આવી છે. તે મુજબ સીરીઆનો મેન્ડેટ ફ્રાન્સને, આરમીનીઆનો અમેરિકાને અને મેસેપોટેમીઆનો ઇંગ્લેંડને મળ્યો છે. અમેરિકાએ આ મેન્ડેટ લેવા આનાકાની કરી છે, જ્યારે ઇંગ્લેંડે તે મેન્ડેટને અમલમાં મુકવા માટે અને તે દેશની પ્રજા પાસે બ્રિટિશ હકુમત કબુલ કરાવવા માટે લશ્કર, એરોપ્લેન અને બોંબનો છુટથી ઉપયોગ કરવા માંડ્યો છે. તેવી રીતે ઇજીપ્ત પણ જે એક વખત સ્વતંત્ર હતું તેમાંથી રક્ષિત રાજ્ય થયું; તેને હવે આધીન રાજ્ય જેવું કરી દેવાનું ત્યાંની પ્રજાની નામરજી હોવા છતાં સરકારે ધાર્યું છે. અને તેને પણ વશ કરવા લશ્કર, એરોપ્લેન અને માર્શલ લૉનો છુટથી ઉપયોગ થાય છે. આ બધાં સંસ્થાનોની ઉપર દેખરેખ રાખનાર હિંદી વજીરની માફક સંસ્થાનોનો પ્રધાન ઇંગ્લેંડની પ્રધાનમંડળીમાં છે. આ સંસ્થાનોની સામાન્ય હકીકત છે. તેમાં હિંદીઓની શી સ્થિતિ છે તે નીચે મુજબ છેઃ—

કેનેડામાં કૉલંબીઆમાં હિંદીઓને હિંદીઓ હોવાથી હક નથી. યુનાઇટેડ સ્ટેટ્સ જેવા પરરાજ્યના મુલકમાં વસતા હિંદીઓની જેવી સ્થિતિ છે અને જેટલા હક છે તેવા પણ બ્રિટિશ સામ્રાજ્યના શહેરી તરીકે હિંદીને સામ્રાજ્યના એક સંસ્થાનમાં હક નથી. આને લીધે જ કોમાગાટામારૂનો બનાવ બન્યો હતો. ન્યુઝીલેન્ડમાં પણ હિંદીઓની સ્થિતિ

કેનેડાના જેવી જ છે ત્યાં ખાસ કરીને પંજાબના માણસો છે અને તેમનો ધંધો મજુરીનો છે. ઓસ્ટ્રેલીઆમાં પણ હિંદીઓ મજુર તરીકે જ છે અને તેમની સ્થિતિ કેનેડાના કરતા સારી તો નથી જ દક્ષિણ આફ્રિકામાં હિંદીઓની સંખ્યા ઓસ્ટ્રેલીઆ કે કેનેડા કરતા વધુ છે. સોનાની ખાણોમાં કામ કરનાર હિંદી મજુરો છે એટલું જ નહિ પણ ઘણા હિંદી વેપારીઓ છે. ત્યાં સ્થિતિ બહુ ખરાબ છે. તેમને જુદા લત્તામાં રાખવામાં આવે છે રેલવે, હોટેલ, ગાડી કે બીજી દરેક જગ્યાએ હિંદીનું અપમાન થાય છે અને તેમના માથા ઉપર વાર્ષિક ૪૫ રૂ. નો કર ત્યાંના ગોરાઓએ નાખ્યો હતો, પણ ગાંધીજીની સરદારી નીચે સત્યાગ્રહ કરવાથી હિંદીઓ ઉપર વધતો જતો જુલમ અટક્યો છે, કર પણ અટક્યો છે તોપણ હિંદીઓને મ્યુનિસિપાલિટી, ધારાસભા વગેરેમાં સભાસદ મોકલવાનો કે બેસવાનો હક નથી વળી વધુ હિંદીઓ દાખલ ન થાય તે માટે દર સાલ ૭ કરતા વધારે નવીન હિંદીઓને દાખલ ન કરવા એવો ત્યાંની સરકારે કાયદો કર્યો છે અને જે ત્યાંના વતની થયેલા છે તેમને પણ હદપાર કરવામાં આવે છે અને ત્યાં જન્મેલા હિંદીઓ પણ ત્યાં ફરી દાખલ ન થાય તેવું વલણ સરકાર રાખે છે

મોરીશીયસમાંના હિંદીઓ ગીરમીટીઆ મજુર તરીકે ગયેલા અને હજુ ત્યાં મજુર જ છે. તેમને હક કે અનુકૂળતામાંનું કઈ જ નથી. ફક્ત શેરડીના ખેતરો અને ખાંડના કારખાનામાં કામ કર્યા કરે. ગીરમીટીઆ મજુરીની પદ્ધતિ બ્રિટિશ સંસ્થાનોમાં સસ્તા મજુર હિંદમાંથી પુરા પાડવા દાખલ કરવામાં આવી છે. તે મુજબ અહીંથી ત્યાં મજુરી કરવા જવાને મજુર બંધાય છે ત્યાં તેને કેટલી મજુરી મળશે તેની મોટી મોટી વાતો ભરતી કરનારાઓએ મજુર આગળ કરેલી હોય છે. તે જ્યારે સંસ્થાનના બંદરે ઉતરે છે ત્યારે તેમના બનેલા માલિકો ઢોરને જેમ વહેંચી લે તેમ વહેંચી લે છે, અને દરરોજ થોડી મજુરીએ વધુમાં વધુ કામ કરાવે છે. આ વખતે તેના ઉપર અનહદ જુલમ થાય છે, પણ તેનો પક્ષ કરનાર કોઈ સંત

નથી, અને ડૉ. મણિલાલ જેવા તેમનો પક્ષ કરે તો તેમને દુઃખ દેવામાં ત્યાંની સરકાર બાકી નથી રાખતી. ડૉ. મણિલાલને તો એક બ્રિટિશ સંસ્થાનમાં તે ન રહી શકે તેવું પગલું ત્યાંની સરકારે લીધું છે. આવાં દુઃખોને લીધે મિ. ઍન્ડ્રુઝ અને ગાંધીજીએ સખત પ્રયત્નને પરિણામે ગીરમીટીઆ મજુરીની પદ્ધતિ બંધ કરાવી છે. પણ હાલમાં બ્રિટિશ સરકાર ફરીથી તેવી પદ્ધતિ એક વા બીજી રીતે શરૂ કરવા માટે પેરવી કરી રહી છે. હિંદીઓનું રક્ષણ હિંદી સરકાર નથી કરતી તો બીજી કઇ સરકાર કરે? આવી જાતના મજુરો બ્રિટિશ ગીઆના, હોન્ડુરાસ, મોરીશીઅસ, દક્ષિણ આફ્રિકા, લંકા, ફીજી વગેરે બ્રિટિશ સામ્રાજ્યના બધા સંસ્થાનોમાં વસ્યા છે અને ત્યાં તેમની દુઃખદ સ્થિતિ છે. આ સ્થિતિ સુધારવા માટે શાહી પરિષદમાં કરેલા પ્રયત્નમાં સફળ નહિ થવાથી શ્રીયુત શ્રીનિવાસ શાસ્ત્રી સંસ્થાનોના પ્રધાનોને સમજાવવા અને સમજુત કરવા સંસ્થાનોની મુસાફરીએ ગયા હતા, પણ તેનો સંતોષકારક તોડ આવ્યો નથી એવું તે પોતે જણાવે છે. કેટલાક એવી સલાહ આપે છે કે જે સંસ્થાનો હિંદીઓને માટે સારાં પગલાં ન લે તેમને માટે આપણે પણ તેમના જેવું થવું. પણ તેવું કરવા જતાં વેર વધે અને વેર લેવા જતાં સંસ્થાનોને સંહન કરવાનું ઘણું થોડું જ આવે છે. વળી બચકું ભરનાર કુતરાને સામું બચકું ભરવું એ હિંદી સંસ્કૃતિની વિરુદ્ધ હોવાથી સત્યાગ્રહ અને અસહકાર સિવાય અન્ય રસ્તો યોગ્ય જણાતો નથી.

# પ્રકરણ ૧૧ મુ

---

# સ્થાનિક સ્વરાજ્ય

સ્થાનિક સ્વરાજ્ય હિંદને કંઇ નવું નથી જુનું ગ્રામ્ય સ્વરાજ્ય નાશ પામી તેની જગ્યાએ મ્યુનિસિપાલિટી અને લોકલ બોર્ડ સરકારે સ્થાપ્યા છે. મુબઈ, મદ્રાસ અને કલકત્તાના પાટનગરોની મ્યુનિસિપાલિટીઓને મ્યુનિસિપલ કોર્પોરેશન કહેવામા આવે છે. ઇ. સ. ૧૮૬૩મા કલકત્તા, ઇ. સ ૧૮૬૫મા મુબઇ અને ઇ. સ. ૧૮૬૭મા મદ્રાસમા તે સ્થપાયા છે. તેમને પ્રાથમિક શાળાઓ ચલાવવી, રસ્તા ચોખ્ખા રાખવા અને બંધાવવા, દીવાબત્તી કરવી, નળ વડે પાણી પૂરૂ પાડવુ, ગટરોથી શહેરની ગંદકી દૂર કરવી, શીતળા ટાકવાનુ કામ કરવું, દવાખાના ચલાવવા, બાગ અને મ્યુઝીઅમ લોકોને માટે રાખવા, બજારો બંધાવવા, રક્ષણ માટે પોલીસ અને આગ બુઝાવનારની ટુકડીઓ રાખવી, આ અને એવા બીજા લોકોપયોગી કામો શહેરના લાભને માટે જે જે હોય તે બધા તેમને કરવાના છે.

મુબઇની બધી પ્રાથમિક શાળાઓ કોર્પોરેશન એક શાળા-કમિટિ દ્વારા ચલાવે છે. દીવાબત્તી માટે ગૅસ કપની અને વીજળીની કપની મારફત કોર્પોરેશન ગોઠવણ કરે છે પાણીના નળ માટે એક એન્જીનીઅરીગ ખાતુ રાખ્યુ છે, જે તળાવો બાંધવા, ગટરો બાધવી, પાણી પૂરૂ પાડવું વગેરે કામ કરે છે. વધતી જતી વસ્તીને માટે તળાવો બાધવાની યોજના થતી જાય છે અને ગટરો મારફતે કચરો દરીઆમા લઇ જવાની ગોઠવણ થાય છે. મકાનો તથા રસ્તા બાધવા અને નુકસાન કરતા મકાનો પાડી નખાવી સારાં મકાનો બંધાવવા; હવા, ઉજાસ મળે અને રહેવાની સગવડ વધતી વસ્તીને પૂરી પડે તે માટે મકાનો બંધાવવા વગેરે કામ પણ એન્જીનીઅરીગ ખાતું કરે છે. લોકોની સુખાકારી માટે બાગ રાખવામા આવે છે અને

જ્ઞાન વધે તે માટે મ્યુઝીઅમ પણ હોય છે. શહેરની ગીચ વસ્તીને આગ થાય તો ઘણા જાન માલનું નુકસાન થાય, તેમાંથી બચાવવા ફાઅર બ્રીગેડની ટુકડીઓ રખાય છે. દર્દીઓને મફત દવા મળે તે માટે દવાખાનાં ચાલે છે અને શહેરના રક્ષણ માટે પોલીસ પણ કોર્પોરેશન રાખે છે. આ અને તેવાં બીજાં લોકોપયોગી નાનાં મોટાં ઘણાં કામો મ્યુનિસિપલ કોર્પોરેશનને કરવાનાં હોય છે.

તે સિવાય શહેરમાં ગીચ વસ્તી થવાથી ઘણા રોગો ફાટી નીકળે છે. તે ન બને તે માટે શહેરનો વિસ્તાર વધારવા અને સારાં હવા અજવાળાવાળાં મકાનો વધે તે તરફ ખાસ ધ્યાન આપવાનું હોય છે. આને માટે ઇ. સ. ૧૮૯૮માં મુંબઈમાં એક સીટી ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ સ્થાપવામાં આવ્યું છે, જેણે શહેર કેવું બનાવવું છે તેનો પ્લેન તૈયાર કર્યો છે. અને જેમ જેમ જુનાં ઘર પડતાં જાય તેમ તેમ તે તે જગ્યાઓએ પ્લેન મુજબ રસ્તા અથવા નવાં સારાં હવા અજવાળાવાળાં મકાનો બંધાવવા પરવાનગી આપે છે. વળી સારાં મકાનો બાંધી લોકોને ભાડે આપે છે, અને જે લોકો મકાન બાંધે તે સારાં, ટકાઉ અને હવાઅજવાળા વાળાં બાંધે તે તરફ નજર રાખે છે. અને પડી જાય તેવાં મકાનોને પાડી નખાવી અને મુદત પૂરી થયેલાં મકાનોને ઉતરાવી નાંખી લોકોની સહીસલામતી જાળવે છે. વળી શહેરનો વિસ્તાર વધારવા એક બાજુ ચોપાટીનો દરીઓ પૂરે છે અને બીજી બાજુ વસઈ બાજુનાં ગામડાંમાં લોકો વસે અને મુંબઈમાં આવજા કરવાની તેમને અનુકૂળતા મળે તે માટે રેલવેની સગવડ વધારવા તરફ લક્ષ આપે છે. આથી કરીને શહેરનું મરણ પ્રમાણ દિવસે દિવસે ઘટતું જાય છે.

મુંબઈ, કરાંચી, મદ્રાસ અને કલકત્તા બંદરો હોવાથી ત્યાં પોર્ટ ટ્રસ્ટ સ્થાપવામાં આવ્યાં છે. તે ડક્કા બાંધવાનું, તેની દેખરેખ રાખવાનું, ડક્કાં આગળ આવનાર વહાણો પાસેથી ભાડું લેવાનું, વગેરે બંદરને લગતું કામ કરે છે. ડક્કા બાંધવા

માટે તેમજ શહેરસુધારણાની યોજના માટે જોઈતાં નાણાં સરકાર પાસેથી અથવા લોકો પાસેથી સરકારની મંજુરી મેળવી કાઢેલી લોન દ્વારા મેળવાય છે. અને તેનું વ્યાજ બંદરોમાં આવતાં વહાણો પાસેથી લીધેલા કરમાંથી અને બાંધેલાં મકાનોના ભાડામાંથી અપાય છે. બન્ને ટ્રસ્ટનો વહીવટ ચલાવવા માટે શહેરીઓના ચુંટાયેલા માણસો હોય છે અને સરકારે નીમેલા પણ હોય છે. પણ તે દરેકનો મુખ્ય માણસ નોકરશાહીનો અક્કેકો માણસ હોય છે જેને સરકાર નીમે છે. આ પ્રમાણે મુખ્ય જવાબદાર માણસ સરકારના હોવાથી તે ટ્રસ્ટોને લોકોનાં કરતાં સરકારનાં કહેવાં એ ઠીક છે એમ પાછલા વર્ષોના અનુભવ ઉપરથી જણાયું છે.

'સીટી ઈમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ' અને 'પોર્ટ ટ્રસ્ટ' સિવાયનાં કોર્પોરેશનનાં બધાં કામોને માટે જોઈતા પૈસા નીચે જણાવેલી રીતે મેળવાય છે. (૧) ઘરવેરા, (૨) પાણીના નળનો વેરો. (૩) બજારના ભાડાની આવક, (૪) તમાકુ, હોટેલ વગેરેના લાઈસન્સની ઉપજ, (૫) ભાડુતી ગાડીઓ પાસેથી લેવાતો કર, (૬) ગામમાં આવતા માલ ઉપર લેવાતી જકાત, (૭) આગનો વેરો, (૮) દારૂની દુકાનની ઉપજ, (૯) અન્ય જાતના કરની ઉપજ, (૧૦) મકાન બાંધવા માટે જમીન ૯૯ વર્ષને પટે આપવાથી થયેલું ઉત્પન્ન, (૧૧) અન્ય પરચુરણ આવક.

કોર્પોરેશનનો બધો વહીવટ ચલાવવા માટે શહેરના ચુંટાયેલા પ્રતિનિધિઓ ૭૬ છે, ૧૬ સરકાર નીમે છે અને ચાર શહેરમાંનાં મંડળોઃ—દેશી વેપારી ચેમ્બર, બોમ્બે ચેમ્બર ઓફ કોમર્સ, યુનિવર્સિટી અને મીલમાલિકોનું મંડળ દરેક એક એક—પ્રતિનિધિ મોકલે છે. ઉપરના ૯૬ સભાસદો બીજા ૧૦ સભાસદોને પસંદ કરે છે, તે બધો વહીવટ કરે છે. તેમનામાંથી થોડાએક સભ્યોની એક સ્ટેન્ડીંગ કમિટી ચુંટાય છે, જે કારોબારી સભા જેવું કામ કરે છે. પણ બધો કારભાર ચલાવનાર મુખ્ય માણસ મ્યુનિસિપલ કમિશનર કહેવાય છે. તે હિંદી સનંદી નોકર હોય છે અને સરકાર તેની નિમણૂક કરે છે.

કૉર્પોરેશનમાં મુખ્ય માણસ સનંદી નોકર હોવાથી પ્રજાના કરતાં નોકરશાહીના લાભ તરફ નજર રહે એ સ્વાભાવિક છે.

### મ્યુનિસિપાલિટી

બીજાં મોટાં અમદાવાદ, નડીઆદ વગેરે શહેરો માટે મ્યુનિસિપાલિટીઓ હોય છે. મ્યુનિસિપાલિટીની પ્રથમ શરૂઆત લાર્ડ મેયોના વખતમાં થઈ છે.

તે સ્થાપન કરવામાં ઘણા હેતુ છે. હિંદના લોકો પોતાની જાતે પોતાનું તંત્ર ચલાવતાં શીખે, હિંદી અને યુરોપીઅનો પરસ્પર સહકાર અને સહચાર રાખે અને શહેરની જરૂરીઆતો શહેરીઓ વધારે સારી રીતે સમજી અને પૂરી પાડી શકે. પણ શરૂઆતમાં કેટલીક મ્યુનિસિપાલિટીઓમાં કડવો અનુભવ થવાથી એ વાત ઢીલમાં પડી. લૉર્ડ રીપન હિંદીઓને સ્વરાજ્ય ભોગવતા પ્રજ્ઞ્તા હોવાથી મ્યુનિસિપાલિટીઓના કાયદામાં ફેરફાર કરી લોકોને હરતક વધારે સત્તા આપી, એટલું જ નહિ પણ હાલનાં જીલ્લા લોકલ બોર્ડ, તાલુકા લોકલ બોર્ડની શરૂઆત પણ તેમને આભારી છે. મ્યુનિસિપાલિટીઓને સત્તા અને ફરજ પ્રમાણમાં સોંપવામાં આવ્યાં છે. મ્યુનિસિપલ કાયદા પ્રમાણે નીચેનાં કામ દરેક મ્યુનિસિપાલિટીને ફરજીઆત છેઃ (૧) દીવાબત્તી, (૨) રસ્તા વાળવા અને પાણીનો છંટકાવ, (૩) આગથી રક્ષણ કરવું, (૪) નુકસાનકારક અને જોખમકારક વેપાર ધંધાને અટકાવવા નિયમમાં રાખવા, (૫) રસ્તા વચ્ચે અને ચકલાઓમાં હરકત કરતી વસ્તુઓને દૂર કરવી, (૬) જોખમકારક મકાનો દૂર કરવાં યા ખરીદી લેવાં, (૭) ગંદકીવાળાં સ્થાનોને ચોકખાં કરાવવાં, (૮) મડદાંઓને બાળવા દાટવાની વ્યવસ્થા રાખવી, (૯) જાહેર રસ્તાને પાકા કરવા અને બરાબર કરવા, (૧૦) નાળાં (Culverts) બંધાવવાં, (૧૧) મ્યુનિસિપલ હદની નિશાની રાખવી, (૧૨) બજાર, ગટર, હમામખાનાં, ધોવાની જગ્યાઓ, હવાડા અથવા હોજ, તળાવ, કતલખાનું; બંધ (Dam) બાંધવા, ઘરના નંબર પાડવા, શેરીનાં નામ પાડવાં, શીતળા ટાંકવા; પ્રાથમિક કેળવણી,

મરકીના (Epidemic diseases) પ્રસંગોએ લોકોને દવા વગેરેની સગવડ, દુકાળ અને તંગીને વખતે દુઃખશમનના ઉપાય, દવાખાનાં, હૉસ્પિટાલો અને પાણી. મ્યુનિસિપાલિટીનાં મરજીઆત કામો બાગ. લાયબ્રેરી, મ્યુઝીઅમ, ટાઉનહૉલ, આરામની જગ્યાઓ, કચેરીનાં મકાન અને બીજાં મકાનો, ઝાડ ઉછેરવાં, વસ્તીપત્રક, આપણી કુતરાંઓથી લોકોનું રક્ષણ, પ્રદર્શન (Exhibition), ધર્મશાળા, પ્રાથમિક શાળાથી આગળની કેળવણી, નુકસાન કરતા ધંધાઓની જગ્યાઓ, ખાનગી હદમાં પડેલો કચરો પુંજો અને જાજરૂ વગેરેની ગંદકી દૂર કરવી, જાહેર માન આપવાં વગેરે.

મ્યુનિસિપાલિટીને જોઇતા પૈસા લોકોના ઉપર ઘર, જાજરૂ, નળ વગેરેના વેરામાંથી મળે છે. નાકાની ઉપજ પણ મળે છે અને સરકાર તરફથી મદદ પણ લેવાય છે. તેનો વહીવટ ચલાવવાને ગામના પાડેલા વિભાગમાંથી અમુક પ્રતિનિધિ આવે છે અને તેમનો પ્રમુખ કેટલીક વખત સરકારી અમલદાર હોય છે અને કેટલીક વખત લોકોનો ચુંટાયેલો હોય છે. દરેક જાતના કામ માટે આ મંડળમાંથી નાની ચેટા કમિટીઓ નીમાયેલી હોય છે. એ બધાનો કારભાર ચલાવનાર મોટા માણસ મોટી મ્યુનિસિપાલિટીમાં કમિશનર અને નાનીમાં સેક્રેટરી (પગારદાર) હોય છે. મ્યુનિસિપાલિટીની ઉપર જીલ્લાના કલેક્ટર અને વિભાગના કમિશનરનો કાબુ હોય છે. અને જરૂર લાગે ત્યારે સરકારને મ્યુનિસિપાલિટીએ પોતાની સત્તાનો દુરુપયોગ કર્યો છે અથવા ગામની જરૂરીઆતો પહોંચી વળવા અશક્ત નીવડી છે એવા કારણે મ્યુનિસિપાલિટીને બંધ કરવાનો હક છે. તે આધારે અમદાવાદ, સુરત અને નડીઆદની મ્યુનિસીપાલિટીઓ બંધ થઈ છે અને બોરસદ ને બંધ કરવાની તાકીદ આપી છે.

### લોકલ બોર્ડ

ગામડાંઓને માટે મ્યુનિસિપાલિટીઓનાં જેવાં પણ નાના ૮ નાં કામો કરવા સ્થાનિક સ્વરાજ્યના પિતા લૉર્ડ રી... ...

સ્થાપ્યાં છે. મદ્રાસમાં કેટલાંક ગામડાંઓના જુથ વચ્ચે એક એમ લોકલ બોર્ડ સ્થાપેલાં છે. મુંબઇ ઇલાકામાં તેથી જુદું છે. અહીં તાલુકા બોર્ડ તથા જીલ્લા બોર્ડ સ્થાપેલાં છે. ઉત્તર હિંદુસ્તાનમાં જીલ્લા બોર્ડ છે અને નાનાં ગામડાંઓ માટે નાનાં બોર્ડ અમુક કામને માટે સ્થાપેલાં છે. મદ્રાસના લોકલ બોર્ડને લોકોમાં પ્રિય થાય તે માટે પંચાયત નામ આપેલું છે. લોકલ બોર્ડના સભાસદોની મોટી સંખ્યા સરકાર નીમે છે અને બાકીના લોકો તરફથી ચુંટાય છે. કેટલાક Ex-Officio સભાસદ હોય છે. તાલુકા બોર્ડનો પ્રમુખ તાલુકાનો મામલતદાર હોય છે અને જીલ્લા બોર્ડનો પ્રમુખ જીલ્લાનો કલેકટર હોય છે. જીલ્લા બોર્ડનાં કામ જીલ્લાની અંદરના રસ્તા, દવાખાનાં અને ઇસ્પિતાલો, પાણી પૂરું પાડવાની અને મેલા પાણીના નિકાલની વ્યવસ્થા, સામાન્ય આરોગ્યની દેખરેખ, શીતળા ટાંકવા, પ્રાથમિક કેળવણી, બજાર બાંધવાં, દુકાળશમનના ઉપાય, નદી ઓળંગવાની સગવડ અને એવાં બીજાં કામો કરવાનાં હોય છે. તાલુકા બોર્ડને આ જ કામ જીલ્લા બોર્ડની દેખરેખ નીચે વહેંચણીમાં આવે તે કરવાનાં છે. તેને માટે જોઇતા પૈસા જમીનમહેસુલમાં રૂપીએ એક આનો લોકલ ફંડ તરીકે લેવાય છે તે છે. બીજા પૈસા રસ્તા ઉપરના નાકાના તેમ જ નદી ઉપરના નાકાના મળે છે. સરકારના બજેટમાં ગોખલેજીના પ્રયત્નથી મ્યુનિસિપાલિટી અને લોકલ બોર્ડના આવક ખર્ચના આંકડા ઉમેરાતા હતા તે હવે બંધ થયા છે. લોકો પ્રજાનાં કામોમાં રસ નથી લેતા એનો અનુભવ પૂરેપૂરો થયો તેથી મિન્ટો–મોર્લી સુધારા વખતે લોકલ બોર્ડો અને મ્યુનિસિપાલિટીઓને પોતાનો પ્રતિનિધિ પ્રાંતિક ધારાસભામાં મોકલવાનો હક આપવામાં આવ્યો છે.

---

## પ્રકરણ ૧૨ મું

# ધારાસભા

ઇંગ્લેંડની પાર્લામેન્ટ કાયદા કરી શકે અને રદ કરી શકે, રાજાને ગાદીએ બેસાડી કે ઉઠાડી શકે, રાજ્ય અને ખુદ પાર્લામેન્ટના બંધારણમાં પણ જેવા ફેરફારો કરવા હોય તેવા કરી શકે. ટુંકામાં પાર્લામેન્ટ બધું કરી શકે છે એટલે તે સર્વશકિતમાન છે એમ કહીએ તો ચાલી શકે. પણ હિંદની ધારાસભાઓ અથવા નોકરશાહી જેને હિંદની પાર્લામેન્ટ કહે છે તેનામાં એ શકિત કે સત્તા નથી. પ્રોફેસર કાઈસીએ હિંદની ધારાસભાને "Non-Sovereign law-making body" કહી છે, કારણ કે બ્રિટિશ પાર્લામેન્ટે હિંદ માટે જે કાયદા કર્યા હોય તેની હદમાં રહીને હિંદી ધારાસભા કાયદા કરી શકે છે. પાર્લામેન્ટના કાયદા રદ કરવાની તેને સત્તા નથી તેમજ પાર્લામેન્ટની સત્તા વધારવાની કે ઓછી કરવાની સત્તા નથી. અને પાર્લામેન્ટ પોતાને ફાવે તે વખતે, ફાવે તે જાતનો કાયદો હિંદ સંબંધે કરી શકે છે. અહીંની સરકાર જ્યારે કોઈ પણ મુસદ્દો ધારાસભામાં કાયદો કરવા રજુ કરે તે પહેલાં હિંદી વજીરની પરવાનગી તેમને મેળવવી પડે છે. હિંદી ધારાસભા ઉપર જણાવ્યાં તેવાં બંધનમાં રહીને:—

(૧) બ્રિટિશ હિંદની અંદરનાં માણસો, કચેરીઓ વગેરે બધાને માટે, (૨) હિંદી સરકારના નોકરો અને બ્રિટિશ હિંદની પ્રજા હિંદના બીજા ભાગમાં હોય તેમને માટે, (૩) બ્રિટિશ સામ્રાજ્ય અથવા તેની બહારના દુનીઆના કોઈ પણ દેશમાં હિંદ સમસ્તનો કોઈ પણ માણસ કે નોકર હોય તેમને માટે, (૪) હિંદી નોકરીમાં રહેલા નોકરો માટે; કાયદા કરી શકે છે.

આપણી ધારાસભાની શરૂઆત કાર્યવાહી સભાના વિસ્તારેલા મંડળ તરીકે થઇ છે. મળેલા ચાર્ટરની કંપનીને રૂએ પોતાના પ્રદેશ

માટે જરૂર પૂરતા કાયદા કરવાની સત્તા હતી. રેગ્યુલેટીંગ ઍક્ટથી ગવર્નર જનરલ અને તેની સભાને કાયદા કરવાની સત્તા મળી; તે એવી શરતે કે તે કાયદા કલકત્તામાં સ્થપાયેલી સુપ્રીમ કોર્ટ કબુલ કરે અને દફતરે દાખલ કરે. પણ ઈ. સ. ૧૮૩૩ ની સાલથી આ બાબતમાં મોટા ફેરફારો થવા લાગ્યા. તે વર્ષમાં લૉર્ડ મેકોલે ધારાશાસ્ત્રી તરીકે કાર્યવાહી સભાના સભાસદો ઉપરાંત વધારાના સભાસદ તરીકે દાખલ થયો. તેનું કામ ફક્ત કાયદા કરવાનું જ હતું. બીજો સુધારો એ થયો કે આ સભાએ કરેલા કાયદાને સુપ્રીમ કોર્ટની નોંધણી વા કબુલાતની જરૂરીઆત કાઢી નાખવામાં આવી. ત્રીજો સુધારો:— બ્રિટિશ હિંદને માટે એક જ જાતના કાયદાનું ધોરણ દાખલ થાય તે માટે મુંબઇ અને મદ્રાસના ગવર્નરોની કાયદા કરવાની સત્તા લઈ લેવામાં આવી. આ પ્રમાણે કાર્યવાહી સભાનો કાયદા કરવા પૂરતો વિસ્તાર ઇ. સ. ૧૮૩૩ માં થયો. ઇ. સ. ૧૮૫૩ ના કાયદાથી દરેક પ્રાંતના સ્થાનિક અનુભવનો લાભ મળે તે માટે વધારાના તે વખતના ચાર પ્રાંતના ચાર, બંગાળાના ચીફ જસ્ટીસ અને એક જજ એમ ૭ સભાસદો કાયદા કરવા માટે જ નીમાવા લાગ્યા. એટલે કાર્યવાહી સભાનો ધારા કરવા માટે વિસ્તાર વધ્યો અને પ્રાંતને પણ મહત્ત્વ મળ્યું. પણ જે સભાસદો આ કાયદાને આધારે ગવર્નર જનરલની ધારાસભામાં આવ્યા તેમણે પાર્લામેન્ટની પદ્ધતિ ઉપર કામ લેવાથી કાર્યવાહી સભાના દરેક પગલા ઉપર ચર્ચા, ટીકા અને ઠરાવો લાવવા માંડયા. તેથી ઈ. સ. ૧૮૬૧ ની સાલમાં ધારાસભાની પાર્લામેન્ટ તરીકેની બધી સત્તા લઇ લેવામાં આવી. તેને ફક્ત કાયદા કરવા પૂરતી જ સત્તા આપી. વળી ઇ. સ. ૧૮૫૮ ના બળવાના અનુભવને લીધે એમ પણ લાગ્યું કે ધારા ઘડનારાઓ અને લોકોનો સહચાર વધવો જોઇએ. તેથી મુંબઈ અને મદ્રાસને પણ પ્રાંતિક ધારાસભાઓ ફક્ત ધારા ઘડનારી જ આપી. પ્રાંતિક ધારાસભામાં ઓછામાં ઓછા ચાર અને વધુમાં વધુ આઠ સભાસદો નીમવાનું રાખ્યું, ગવર્નર જનરલની ધારાસભામાં

ઓછામાં ઓછા ૭ અને વધુમાં વધુ બાર સભાસદોને ગર્વનર જનરલ બે વર્ષને માટે નીમે, એમ દાખલ થયું. અને તે નીમવામાં અર્ધા બીનસરકારી હોવા જોઈએ એવું ધોરણ પણ દાખલ થયું. ત્યાર પછીથી ઇ. સ. ૧૮૮૫ માં કૉંગ્રેસ સ્થપાઇ અને હિંદના જુદા જુદા ભાગના માણસો દરેક વર્ષની નાતાલની રજાઓમાં ભેગા થવા લાગ્યા અને પ્રજાની જે જે જરૂરીઆતો અને દુઃખો હોય તેના સંબંધી ઠરાવો કરવા લાગ્યા અને હકોની પણ માગણી કરવા લાગ્યા. પરિણામે ઇ. સ. ૧૮૯૨ ની સાલમાં થયેલા કાયદાને આધારે પ્રાંતિક ધારાસભાના સભાસદોની સંખ્યા ૨૦ કરી અને વડી ધારાસભાના સભ્યોની સંખ્યા ૧૨ થી ૧૬ કરી લોકોએ સભાસદોને પસંદ કર્યા હોય તે પૈકીના સરકારે નીમવા એવું દાખલ થયું. વિશેષમાં સભાના સભ્યોને રાજ્યકારોબારના સંબંધમાં હકીકત મેળવવા પૂરતા કોઇ પણ જાતની ટીકા સિવાયના કાર્યવાહી સભાને એક જ વખત સવાલો પૂછવાની છુટ આપી, અને વાર્ષિક અંદાજપત્રની ફક્ત ચર્ચા જ કરવાની છુટ આપી. તેમને અંદાજપત્ર ઉપર મત આપવાનો વા ઠરાવ લાવવાનો હક આ વખતે આપવામાં આવ્યો ન હતો. પણ જેમ જેમ યુનિવર્સિટીના કેળવણી લીધેલા માણસોની સંખ્યા વધવા લાગી તેમ તેમ કૉંગ્રેસમાં રસ લેનારા વધ્યા અને હિંદી પ્રજાને કંઇ હકો નથી તેવું જોઇને પ્રજામાં અસંતોષ વધવા લાગ્યો. પરિણામે લૉર્ડ કર્ઝને બંગાળાના ભાગલા પાડ્યા તે વખતે એ અસંતોષ જ્વાળામુખી રૂપે પ્રગટ્યો. તોફાનો થયાં, ઘણાંનાં ખૂન થયાં અને ભારે કાવતરાં થતાં હતાં તેવી વાતો જણાઇ. પ્રજામાં વધેલા અસંતોષને લીધેનામદાર ગોખલે જેવા મોડરેટને પણ બનારસની કૉંગ્રેસમાં આ સરકારને માટે કહેવું પડ્યું કે " Then good-bye to all hope of co-operating in any way with the bureaucracy in the interests of the people" અને સરકારની પાસે સખતમાં સખત શબ્દોમાં માગણી એ રજુ કરી કે ધારાસભાઓ લોકોના પ્રતિનિધિઓના

જોઇએ. અને તેને કાર્યવાહી સભા ઉપર અંકુશ મુકવાની સત્તા મળવી જોઇએ. તેથી ઇ. સ. ૧૯૦૯ માં મિન્ટો-મોર્લીના સુધારા મળ્યા. તે આધારે ચુંટણીનું ધોરણ દાખલ થયું. તેથી વડી ધારાસભામાં ૬૦ સભ્યોની સંખ્યા થઈ. તેમાં ૩૩ ને નીમવાની ગવર્નર જનરલને સત્તા આપી અને ૨૭ ચુંટાઇને આવે તેવું ધોરણ રાખ્યું કે જેથી વડી ધારાસભામાં એકંદરે સરકારી સભાસદોની બહુમતી રહે.

સરકારી સભાસદોઃ—

| | |
|---|---|
| પ્રાંતિક સરકારના પ્રતિનિધિ | ૮ |
| બીજા સરકારી અમલદારો | ૨૦ |
| પંજાબના જમીનદારોનો પ્રતિનિધિ | ૧ |
| પંજાબના મુસલમાનોનો પ્રતિનિધિ | ૧ |
| હિંદી વેપારીઓનો પ્રતિનિધિ | ૧ |
| ખાસ લાયકાતવાળા અથવા બીજા કોઇ જેમને વાઇસરાય પોતાની મુનસફી પ્રમાણે નીમે | ૨ |
| | ૩૩ |

પ્રજાના પ્રતિનિધિઓઃ—

(૧) મુંબઇ, મદ્રાસ, બંગાળા અને સંયુક્ત પ્રાંતોની ધારાસભાના ચુંટાયેલા પ્રતિનિધિઓ બબ્બે ચુંટીને મોકલે... ... ... ... ૮

(૨) બ્રહ્મદેશ, પંજાબ, બિહાર અને ઓરિસ્સા, આસામ અને મધ્ય પ્રાંતોની ધારાસભાના ચુંટાયેલા પ્રતિનિધિઓ અક્કેક મોકલે. ... ... ૫

(૩) બંગાળા, મુંબઈ, મદ્રાસ, સંયુક્ત પ્રાંતો, બિહાર ઓરિસ્સા અને મધ્ય પ્રાંતોના જમીનદારો અક્કેક મોકલે.. ... ... ... ... ૬

(૪) મુંબઈ, મદ્રાસ, બંગાળા, સંયુક્ત પ્રાંતો, બિહાર અને ઓરિસ્સાના મુસલમાનો અક્કેકો પ્રતિનિધિ મોકલે.. ... ... ... ... ૫

(૫) મુંબઇ અને બંગાળા ચેમ્બર ઓફ કોમર્સ અક્કેકો મોકલે.. ... ... ... ... ૨

(૬) સંયુક્ત પ્રાંતોના મુસલમાન જમીનદારો અથવા બંગાળાના મુસલમાનો વારાફરતી ... ... ૧

૨૭

જેથી પ્રજાને પ્રતિનિધિઓ મોકલવાનો હક મળ્યો. વળી ધારાસભાના સભ્યોને પહેલાં જે એક જ સવાલ પૂછવાની છુટ હતી તેને બદલે વધુ સવાલો પૂછવાની છુટ મળી. તેમજ અંદાજપત્ર ઉપર પણ ચર્ચા કરવાની છુટ મળી હતી, તે ઉપરાંત ઠરાવો લાવવાની પણ છુટ મળી. આ ઠરાવોનો અમલ કરવો કે ન કરવો તે સત્તા કાર્યવાહી સભાના હાથમાં જ રહી. એટલે જે ઠરાવ ધારાસભા કરે તે ભલામણ રૂપે જ હતા. ધારાસભા જે ચર્ચા કરે અને ઠરાવ કરે તે નીચેના સંબંધી ન હોવા જોઇએઃ—

(૧) પાર્લામેન્ટે કરેલો કાયદો રદ ન કરી શકે.

(૨) પરરાજ્યો અથવા દેશી રાજ્યોને લગતી બાબતો ન ચર્ચી શકે.

(૩) લશ્કરી કાયદા સંબંધી ચર્ચા ન કરી શકે.

(૪) જે બાબત વિષે ન્યાયની અદાલતમાં કામ ચાલતું હોય અને તેનો છેવટનો ચુકાદો આપવાનો બાકી હોય તે સંબંધી ચર્ચા ન કરી શકે.

(૫) તેમજ એક વખત એક ઠરાવની ચર્ચા થવા પછી તેને તે વિષય ફરીથી એક વર્ષ સુધી ઉપસ્થિત ન કરી શકાય.

બીજું નવા વર્ષના અંદાજપત્ર, ચાલુ વર્ષનો કાચો હિસાબ અને ગયા વર્ષનો પાકો હિસાબ ખજાનચીના છપાયેલા ભાષણ સાથે ધારાસભાના દરેક સભાસદને પૂરો પાડવામાં આવવાનું દાખલ થયું, ત્યાર પછી થોડા દિવસે તે ચર્ચા માટે સભામાં લેવાતું. તે વખતે બજેટના ઉપર સામાન્ય ચર્ચા જેણે કરવી હોય તેને કરવા દેવામાં આવતી, પણ ઠરાવ મુકાતો નહિ. ત્યાર પછી થોડે દિવસે ખજાનચીને બજેટમાં જે કાંઇ સુધારો વધારો કરવો હોય, તે કરી પછી સભા આગળ રજુ કરાતો, અને તેમ કરવાનાં કારણો સમજાવાતાં. ત્યાર પછી બજેટની વિગતવાર ચર્ચા થતી અને તેના ઉપર ઠરાવો પણ થતા અને મત પણ લેવાતા. પણ આ બધા ઠરાવો ભલામણ રૂપે જ હતા એટલે તે પ્રમાણે સુધારો વધારો કરવો કે નહિ તે કાર્યવાહી સભાની મુનસફી ઉપર રહેતું, અને બજેટના સંબંધી જે ઠરાવો થાય તે નીચેની બાબતોને લગતા હોવા જોઇએ નહિ એમ હતું. (૧ દેશી રાજાઓની ખંડણી, (૨) લશ્કર અને નૌકાસૈન્ય, (૩) દેવું, (૪) પોલીટીકલ ખાતું, (૫) જકાત ખાતું. તે ઉપરાંત પ્રમુખને એમ લાગે કે અમુક સંબંધી ઠરાવ ન થવો જોઇએ તો તે કારણ આપ્યા સિવાય જ ઠરાવને લાવવાની પરવાનગી આપે નહિ. આમ નોકરશાહી સરકારની અને કાર્યવાહી સભાની સ્થિતિ મજબુત હતી અને રહી છે. બધી બાજુએથી તેણે પોતાનું રક્ષણ કરી લીધું છે અને નાણાંની કોથળી પણ પોતાના કાબુમાં રાખી છે. વિશેષમાં ગર્વનર જનરલ ધારાસભાએ પસાર કરેલા કાયદા ઉપર સહી કરે તો જ તે મંજુર થયેલો ગણાય. વાઇસરાયને જરૂર લાગે તો જે હુકમ કરે તે છ માસ સુધી કાયદા તરીકે ચાલી શકે એવી ઇ. સ. ૧૮૬૧ થી સત્તા મળેલી છે.

પણ હવે મોન્ટ-ફોર્ડ સુધારાથી વાઇસિરાયને ધારા ઘડવા માટે બે જુદાં જુદાં મંડળો આપવામાં આવ્યાં છેઃ– (૧) Council of State (૨) વડી ધારાસભા (Legislative assembly). તેની રચના પાર્લામેન્ટની અમીરી અને આમની સભાના જેવી રાખવામાં આવી છે.

## Council of State,

તેમાં ૬૦ સભાસદો હોય છે તે પૈકી ૩૪ નીચે મુજબ ચુંટાયેલા છે અને ૨૬ ને વાઇસરાય નીમે છે, જેમાંના વધારેમાં વધારે ૨૦ સરકારી નોકરો હોઇ શકે. ચુંટનાર અને ચુંટાનાર સદ્‌ગૃહસ્થોનું મંડળ નીચલા વર્ગના ગૃહસ્થોનું બનેલું છે:—

(૧) જાગીરદાર અથવા સરદાર વર્ગના ગૃહસ્થો જે સરકારને વાર્ષિક રૂ. ૨૦૦૦ મહેસુલ તરીકે ભરતા હોય તે.

(૨) સરકારને રૂા. ૩૦૦૦૦ અને તેથી વધુ આવકને માટે આવકવેરો આપતા હોય તે.

(૩) વડી ધારાસભા કે પ્રાંતિક ધારાસભાના કોઇ પણ વખતે સભાસદ હોય તે.

(૪) મ્યુનિસિપાલિટી કે લોકલ બોર્ડના પ્રમુખ કે ઉપપ્રમુખનો હોદ્દો કોઇ પણ વખતે ધરાવ્યો હોય તે.

(૫) હિંદની કોઈ પણ યુનિવર્સિટીના ફેલો કે ઓનરરી ફેલો હોય તે.

(૬) સમસુલ-ઉલ્મા અથવા મહામહોપાધ્યાયનું પદ ધરાવતા હોય તે.

આ માણસો નીચે પ્રમાણે ૩૪ સભાસદોની ચુંટણી કરે છે:—

| | | |
|---|---|---|
| ૧ મુંબઇ ઇલાકો ૬ | સામાન્ય ચુંટણીમાથી | ૩ |
| | મુસલમાન વર્ગમાથી | ૧ |
| | સિંધના મુસલમાન તરફથી | ૧ |
| | બૉમ્બેના ચેમ્બર ઓફ કોમર્સ તરફથી | ૧ |
| ૨ મદ્રાસ „ ૫ | સામાન્ય ચુંટણીમાંથી | ૪ |
| | મુસલમાન વર્ગમાંથી | ૧ |
| ૩ બંગાળા „ ૬ | સામાન્ય ચુંટણીમાંથી | ૩ |
| | મુસલમાન વર્ગમાથી | ૨ |
| | ચેમ્બર ઓફ કોમર્સ તરફથી | ૧ |
| ૪ સંયુક્ત પ્રાન્તો ૫ | સામાન્ય ચુંટણીમાંથી | ૩ |
| | મુસલમાન વર્ગમાંથી | ૨ |

| | | | |
|---|---|---|---|
| ૫ પંજાબ ૩½ | સામાન્ય વર્ગમાંથી | | ૧ |
| | શીખ વર્ગમાંથી | | ૧ |
| | મુસલમાન વર્ગમાંથી | એક સભાસદ વારાફરતી | ૧½ |
| ૬ બિહાર અને ઓરિસ્સા ૩½ | સામાન્ય વર્ગમાંથી | | ૨½ |
| | મુસલમાન વર્ગમાંથી | | ૧ |
| ૭ મધ્યપ્રાંતો ૨ | સામાન્ય વર્ગમાંથી | | ૨ |
| ૮ બ્રહ્મદેશ ૨ | સામાન્ય વર્ગમાંથી | | ૧ |
| | ચેમ્બર ઓફ કોમર્સ તરફથી | | ૧ |
| ૯ આસામ ૧ | સામાન્ય ચુંટણી કરનારા તથા મુસલમાનો વારાફરતી | | ૧ |
| | | | ૩૪ |

આ મંડળની મુદત પાંચ વર્ષની ઠરાવી છે, પણ ખાસ સંજોગોમાં બરખાસ્ત કરવાની સત્તા ગવર્નર જનરલને છે. પણ બરખાસ્ત કર્યા પછી ૭ માસની અંદર નવી ચુંટણી માટે ગોઠવણ કરવી જોઇએ અને વધુમાં વધુ હિંદી વજીરની પરવાનગીથી ૯ માસની અંદર તો ગોઠવણ થવી જ જોઇએ.

## વડી ધારાસભા

પાર્લામેન્ટની આમની સભા જેવી આ સભામાં ૧૪૩ સભાસદો છે. તેમા ૧૦૩ ચુંટાયેલા અને ૪૦ ગવર્નર જનરલે નીમેલા છે. નીમેલા પૈકી વધુમાં વધુ ૨૬ સરકારી નોકરો હોઇ શકે. ૧૦૩ સભાસદોની વિગતઃ—

Valabhji Ramjee

| | | |
|---|---|---|
| મુંબાઈ ઇલાકો | મુંબઇ શહેરના બીનમુસલમાનો તરફથી | ૨ |
| | મુબઈ ઇલાકાના સિંધ સાથે ચાર વિભાગોના બીનમુસલમાનો તરફથી | ૫ |
| | મુબઈ શહેરના મુસલમાનો તરફથી | ૧ |
| | સિંધના મુસલમાનો તરફથી | ૧ |
| | મુંબાઈ ઇલાકાના યુરોપીઅનો તરફથી | ૨ |
| | દેશી વેપારી ચેમ્બર તરફથી | ૧ |
| ૧૬ | સિંધ અને ઉત્તર વિભાગના મુસલમાનો તરફથી વારાફરતી | ૧ |
| | દક્ષિણ અને મધ્ય વિભાગના મુસલમાનો તરફથી વારાફરતી | ૧ |
| | સિંધના જાગીરદારો અને ગુજરાત, દક્ષિણના સરદારો તરફથી વારાફરતી | ૧ |
| | મુંબઇ અને અમદાવાદના મીલ-માલિકોની મંડળી તરફથી વારાફરતી | ૧ |
| | | ૧૬ |
| મદ્રાસ | મદ્રાસ શહેર બીનમુસલમાન | ૧ |
| | મદ્રાસ ઇલાકાના જુદા જુદા વિભાગોના બીનમુસલમાનો | ૯ |
| | મદ્રાસ શહેર, મુસલમાન | ૩ |
| ૧૬ | મદ્રાસ શહેર, યુરોપીઅન | ૧ |
| | મદ્રાસ ઇલાકાના જમીનદારો | ૧ |
| | ,, ,, દેશી વેપારીઓ | ૧ |
| | | ૧૬ |
| બંગાળા | કલકત્તા શહેર અને પરાં બીનમુસલમાન બંગાળાના ચાર વિભાગોના બીનમુસલમાનો તરફથી | ૬ |
| | બંગાળાના યુરોપીઅનો તરફથી | ૩ |
| ૧૭ | બંગાળાના જમીનદારો તરફથી | ૧ |
| | કલકત્તા શહેર તથા વિભાગોના મુસલમાનો | ૬ |
| | કલકત્તાના દેશી વેપારીઓ. | ૧ |
| | | ૧૭ |

| | | |
|---|---|---|
| સંયુક્ત પ્રાંતો ૧૬ | શહેર અને વિભાગોના બીનમુસલમાનો | ૮ |
| | શહેર અને વિભાગોના મુસલમાનો | ૬ |
| | પ્રાંતના યુરોપીઅનો તરફથી | ૧ |
| | પ્રાંતના જમીનદારો તરફથી | ૧ |
| | | ૧૬ |
| પંજાબ ૧૨ | પંજાબના વિભાગોના બીનમુસલમાનો તરફથી | ૩ |
| | „ „ મુસલમાનો તરફથી | ૬ |
| | „ „ શીખો તરફથી | ૨ |
| | „ „ જમીનદારો તરફથી | ૧ |
| | | ૧૨ |
| બિહાર અને ઓરિસ્સા ૧૨ | વિભાગોના બીનમુસલમાનો તરફથી | ૮ |
| | „ મુસલમાનો તરફથી | ૩ |
| | „ જમીનદારો તરફથી | ૧ |
| | | ૧૨ |
| મધ્ય પ્રાંતો ૬. | વિભાગોના બીનમુસલમાનો તરફથી | ૪ |
| | .. મુસલમાનો તરફથી | ૧ |
| | „ જમીનદારો તરફથી | ૧ |
| | | ૬ |
| આસામ ૪ | વિભાગોના બીનમુસલમાનો તરફથી | ૨ |
| | પ્રાંતના મુસલમાનો તરફથી | ૧ |
| | ચાના બગીચાવાળા યુરોપીઅનો તરફથી | ૧ |
| | | ૪ |
| બ્રહ્મદેશ ૪ | પ્રાંતના બીન યુરોપીઅનો તરફથી | ૩ |
| | પ્રાંતના યુરોપીઅનો તરફથી | ૧ |
| | | ૪ |

આ ઉપરાંત હિંદી સરકારના કારોબારી સભાના સભ્યો ગમે તે એક સભાના સભ્ય તરીકે નીમાય છે અને મત આપી શકે છે, અને ભાષણ બન્ને સભામાં કરી શકે છે. વળી હિંદના કોઈ પણ ગૃહસ્થને પણ સભાસદ તરીકે નવા સુધારા પ્રમાણે નીમી શકાય છે.

વડી ધારાસભાનો આવરદા ત્રણ વર્ષનો ગણ્યો છે, પણ કૌંસિલ ઑવ સ્ટેટની માફક તેની મુદત તેટલી જ વધારવાની કે ઘટાડવાની સત્તા ગવર્નર જનરલને છે. આમાં પાર્લામેન્ટની ઢબછબ દાખલ થાય તે માટે પાર્લામેન્ટના અનુભવી માણસને પહેલા ચાર વર્ષને માટે સરકારે નીમ્યો છે. પછીથી તેઓ પોતાની અંદરના માણસને પ્રમુખ તરીકે નીમી લેશે. ઉપપ્રમુખો તો ધારાસભા પોતાના જ પસંદ કરે છે. ધારાસભાનું બધું કામકાજ અંગ્રેજીમાં ચાલે છે. પણ તેના ચુંટણીના કાનુનોમાં કોઇ પણ જગ્યાએ એવું નથી દર્શાવવામાં આવ્યું કે અંગ્રેજી ન જાણનાર માણસ સભાસદ ન થઈ શકે. અને તેથી એવા સભાસદને પોતાને જે કહેવું હોય તે બીજા પાસે અંગ્રેજીમાં કહેવરાવે અથવા પ્રમુખ સાહેબની મહેરબાની થાય તો અંગ્રેજી સિવાય બીજી ભાષામા બોલી શકે. ચુંટાવાને માટે બહાર પડનાર તેમજ ચુંટનારની લાયકાત સંબંધી ધારાધોરણો બહાર પાડયાં છે, તેમજ ચુંટણી કેવી રીતે કરવી તે સંબંધી પણ કાયદા કાનુનો બહાર પાડવામાં આવ્યા છે. બ્રિટિશ રાજ્યનો વતની ન હોય, ગાંડો હોય, પચ્ચીસ વર્ષથી ઓછી ઉમરનો હોય, તેમને હક નથી. સરકારી નોકરીમાંથી બરતરફ થયેલા, જેમની વકીલાત કરવાની સનંદ ખુંચી લેવામાં આવી હોય તેવા, દેવાળીઆ, ફોજદારી કોર્ટે છ માસ કરતાં વધુ માસની શિક્ષા કરી હોય એવા ગુન્હેગારોને પણ હક નથી. પણ આ માણસોને ગવર્નર જનરલની મરજી હોય તો હક મળી શકે છે.

કોઈ પણ ઠરાવને કાયદા તરીકે પસાર થવા માટે નીચે પ્રમાણે વિધિ થાય છે. પ્રથમ મુસદ્દો તેનાં કારણો અને હેતુઓ સાથે સરકારી ગેઝેટમાં છપાય છે. કેટલીક વખત આવી રીતે છપાયેલા મુસદ્દાને પહેલી વારના વાચનમાંથી પસાર થયેલા તરીકે ગણવામાં આવે છે, નહિ તો તે છપાયા પછી અમુક મુદતે પ્રથમ વાચન માટે રજુ થાય છે. તે વખતે તેનાં કારણો અને હેતુઓ ઉપર ચર્ચા થઇ તેને વિચાર માટે હાથમાં લેવો કે કેમ તે મત લઇ નક્કી થાય

છે. એટલે તેને એક સીલેક્ટ કમિટીને સોંપવામાં આવે છે. સીલેક્ટ કમિટી મુસદ્દાની દરેક કલમ ઉપર આપસઆપસમાં ચર્ચા કરી જે જે ફેરફાર કરવા યોગ્ય લાગે તે કરી કારણો સહિત પોતાનો રિપોર્ટ છપાવી ધારાસભાના દરેક સભાસદને પૂરો પાડે છે. ત્યારબાદ બીજા વાચન માટે ધારાસભામાં તે ખરડો હાથમાં લેવામાં આવે છે. તે વખતે સભા તેની કલમે કલમે ચર્ચા કરે છે અને મત લઇ સુધારા વધારા કરે છે. આ રીતે આખો મુસદ્દો બીજી વારના વાચનમાંથી પસાર થાય છે. ત્યાર પછી તે ત્રીજી વારના વાચન માટે રજુ થાય છે. તે વખતે દરેક કલમ ઉપર મત નથી લેવાતા પણ આખા બીલ ઉપર જ લેવાય છે, અને એ રીતે એક સભા ત્રીજી વારના વાચનમાંથી પસાર કરી બીજી સભામાં મોકલી આપે છે. ત્યાં પણ આવી રીતે તે ત્રણ વાર પસાર થાય છે. જો બન્ને મંડળોમાંથી તે કાયદો એકસરખો પસાર થાય છે તો ગવર્નર જનરલની મંજુરી માટે મોકલવામાં આવે છે અને તે મળે એટલે કાયદો કહેવાય છે. જો બે મંડળ એકમત ન થાય તો ફરીથી તે ઉપર વિચાર ચલાવાય છે અથવા બન્ને મંડળની ભેગી સભા ભરી, ચર્ચા કરી, મત લઇ બહુમતીથી જે મંજુર થાય તે બન્નેએ મંજુર કરેલો ગણાય છે અને પછી તે વાઇસરાયની મંજુરી મેળવે છે. પણ જો એક મંડળે પસાર કરેલો મુસદ્દો બીજું મંડળ ધ્યાનમાં જ ન લે તો તે રદ ગણાય છે. જો કોઇ કાયદો બન્ને મંડળ અથવા એમાંથી એક્કે મંડળ મંજુર કરવાની ના પાડે તો ગવર્નર જનરલ પોતાની સત્તાથી કાયદા તરીકે પસાર કરી શકે છે. પણ તેવા પ્રસંગોએ તે કાયદાની એક નકલ અમીરી અને આમની સભામાં આઠ દિવસ સુધીમાં રજુ કરવી જોઇએ અને ત્યાં સુધીમાં તેની સામે પાર્લામેન્ટે કંઇ પણ પગલું લીધેલું ન હોવું જોઇએ અને શહેનશાહે ત્યાર પછી મંજુરી આપેલી હોવી જોઇએ. બન્ને મંડળે પસાર કરેલા કોઇ પણ કાયદાને રદ કરવાની સત્તા હિંદી વજીરને છે. બજેટના સંબંધી પણ મોન્ટ-ફર્ડ સુધારાથી

નીચે મુજબ ફેરફારો થયા છેઃ બજેટ પસાર કરવાની બધી સત્તા વડી ધારાસભા અને કૌંસિલ ઑફ સ્ટેટને મળી છે. દેશી રાજ્યોની ખંડણી, દેવાનું વ્યાજ, લશ્કર, નૌકાસૈન્ય, પોલીટીકલ અને ધાર્મિક ખાતા સિવાય તેમજ રાજા કે હિંદી વઝીરે નીમેલા નોકરોના પગાર તેમજ ચીફ કમીશનરના પગાર સિવાય બીજા ખાતાની માગણીઓ મંજુર કરાવવી પડે છે. દરેક ખાતાની માગણી માટે વધુમાં વધુ બે દિવસ અપાય છે અને આખા બજેટ માટે વધુમાં વધુ ૧૫ દિવસ અપાય છે. તો પણ જો કંઇ કામ અધુરૂં રહ્યું હોય તે છેલ્લે દિવસે એક સામટું પાંચ વાગે માગણી તરીકે રજુ થાય છે અને તેના ઉપર મત લેવાય છે. કોઇ પણ નવા કર નાખવા હોય તેને માટે પણ ધારાસભાની મંજુરી આવશ્યક છે. પણ જો કોઇ વખત બન્ને કે એક મંડળ ના પાડે અથવા ઓછી મંજુર કરે અને વાઇસરાયને એમ લાગે કે લોકોના ભલા માટે તેની જરૂર છે તો પોતે પોતાની સત્તાથી તે કાયદો કે બજેટ પસાર કરી શકે છે, અને તે આધારે જ મીઠાનો કર બેવડો કર્યો છે. આવી બાબતોમાં કેટલીક વખત બન્ને મંડળોની સમજુતી કરવા માટે ભેગી બેઠક પણ બોલાવી શકાય છે. પસાર થયેલા બજેટ પ્રમાણે સરકારે ખર્ચ કર્યું છે કે નહિ તે તપાસવા માટે બાર સભાસદોની એક કમિટી નીમાય છે, તે પૈકી ત્રણ વાઇસરાય નીમે છે અને નવ ચુંટાયેલા સભાસદોમાંથી ચુંટાય છે. ખાસ કોઈ પ્રસંગ બન્યો હોય અથવા કોઇ એવા જ બીજા કારણે તે વખતે ધારાસભાએ એ સવાલ ઉપર વિચાર ચલાવવો જ જોઇએ એમ લાગે અને કોઇ પણ માણસ સભાનું ચાલતું કામકાજ અટકાવી તે સવાલ ઉપર વિચાર કરવા માટે દરખાસ્ત રજુ કરે, અને જો તેની તરફેણમાં ૩૦ સભાસદો હોય તો ચાર વાગે સભાનું કામ બંધ કરી તે ઉપર ચર્ચા થાય છે અને છ વાગે તે ચર્ચા ખલાસ થાય છે.

ઇંગ્લેંડમાં પાર્લામેન્ટમાં સરકારી કોઇ પણ ઠરાવ જો નામંજુર થાય તો પ્રધાનોને રાજીનામાં આપી જવું પડે છે, અને નવી પ્રધાનમંડળી

થાય છે. હિંદમાં તેવું નથી. અહીંની ધારાસભાનો કાબુ કાર્યવાહી સભા ઉપર બીલકુલ નથી. ધારાસભાએ પસાર કરેલા ઠરાવને કાર્યવાહી સભા અમલમાં ન મુકે તો ધારાસભા કંઈ કરી શકતી નથી તેમ જ સરકારી બીલ ધારાસભા નપાસ કરે તો પણ સરકારી નોકરોને રાજીનામાં આપી જવું પડતું નથી. આ રીતે અહીંની વડી ધારાસભા અને કોંસિલ ઓફ સ્ટેટ એને આમની સભા અને અમીરી સભા સાથે સરખાવવાં એ બેહુદું છે.

### પ્રાંતિક ધારાસભા

દરેક પ્રાંતને પોતાની જરૂરીઆત પૂરતા કાયદા કરવાની સત્તા હતી તે ઈ. સ. ૧૮૩૩ના કાયદાને લીધે લઈ લેવામાં આવી, અને બ્રિટિશ હિંદ સમસ્ત માટે કાયદા કરવાનું કામ ગર્વનર જનરલ અને તેની સભાને સોંપાયું. પણ થોડા અનુભવ પછી ઇ. સ. ૧૮૬૧માં મુંબઈ અને મદ્રાસ પ્રાંતને પોતાના પ્રાંત પૂરતા કાયદા કરવાની સત્તા આપવી એમ નક્કી થયું. પછીનાં વર્ષોમાં ધીરે ધીરે બંગાળા, સંયુક્ત પ્રાંત, પંજાબ અને બ્રહ્મદેશને તે સત્તાઓ અપાઈ અને તેને માટે કાયદા કરવા પૂરતા વધારાના સભાસદો નીમવાનું ધોરણ પણ દાખલ થયું. ઇ. સ. ૧૯૧૨માં બિહાર અને ઓરિસ્સાને અને ત્યાર પછી અધ્ય પ્રાંતને પણ કાયદા કરવાનું સોંપાયું. આ દરેક પ્રાંતમાં કાયવાહી સભાના સભાસદો ઉપરાંત વધારાના સભાસદો ધારાઓ ઘડવા માટે નીમવામાં આવતા. એટલે દરેક પ્રાંતની આવી બનેલી ધારાસભામાં સભાસદોની સંખ્યા એક સરખી ન હતી. ઈ. સ. ૧૮૯૨માં એવું ઠરાવ્યું કે મુંબઈ અને મદ્રાસ માટે ૨૦; સંયુક્ત પ્રાંત, પંજાબ અને બ્રહ્મદેશ માટે ૧૫ વધારાના સભાસદો રાખવા. તેમાં મુંબઈ અને મદ્રાસ માટે ઓછામાં ઓછા અર્ધા સભાસદ બીનસરકારી હોવા જોઇએ અને બીજા પ્રાંતને માટે ⅓ હોવા જોઇએ એવું ઠરાવ્યું હતું, જેથી એકેએક પ્રાંતની ધારાસભામાં સરકારી બહુમતી હતી પણ ઇ. સ. ૧૯૦૯ના મિન્ટો-મોર્લીના સુધારાથી પ્રાંતિક ધારાસભાઓ-

માંથી સરકારી બહુમતી કાઢી નાખી અને જે સભાસદો ધારાસભામાં આવે તે ઘણાખરા ચુંટાયેલા હોવા જોઇએ એવું ધોરણ દાખલ કર્યું, અને કેટલાક સરકારે નીમવાનું રાખ્યું. નીચે જણાવ્યા પ્રમાણે જે તે પ્રાંતમાં ચુંટાયેલા સભ્યોની સંખ્યા ઇ. સ. ૧૯૦૯માં નક્કી કરવામાં આવી હતીઃ—

| | |
|---|---|
| મુંબઈ ... ... ... ... | ૨૧ |
| મદ્રાસ ... ... ... ... | ૨૧ |
| બંગાળા ... ... ... ... | ૨૮ |
| પંજાબ ... ... ... ... | ૮ |
| બ્રહ્મદેશ ... ... ... ... | ૧ |

મુંબઇ ધારાસભાના ૨૧ સભ્યો નીચે જણાવ્યા પ્રમાણે ચુંટાતાઃ—

| | |
|---|---|
| મુંબઇ કોર્પોરેશન ... ... ... | ૧ |
| ઇલાકાના ચાર વિભાગની મ્યુનિસિપાલિટીઓ તરફથી | ૪ |
| ઇલાકાના ચાર વિભાગના લોકલ બોર્ડ તરફથી ... | ૪ |
| મુંબઈ યુનિવર્સિટી ... ... ... | ૧ |
| મુંબઈ ચેમ્બર ઓફ કૉમર્સ ... ... | ૧ |
| કરાંચી ચેમ્બર ઓફ કૉમર્સ ... ... | ૧ |
| દેશી વેપારી ચેમ્બર ... ... ... | ૧ |
| મુંબઈ અને અમદાવાદના મીલમાલિકો તરફથી (વારાફરતી) | ૧ |
| ઇલાકાના ચાર વિભાગના મુસલમાનો તરફથી ... | ૪ |
| દક્ષિણના સરદારો તરફથી ... ... ... | ૧ |
| ગુજરાતના તાલુકદારો તરફથી ... ... | ૧ |
| સિંધના જાગીરદારો તરફથી ... ... | ૧ |
| | ૨૧ |

કોમી પ્રતિનિધિત્વનું ધોરણ આ વખતે જ દાખલ થયું, અને દરેક પ્રાંતિક તેમજ વડી ધારાસભામાં મુસલમાનોને માટે ખાસ બેઠક

રાખવામાં આવી. કારણ કે મોસ્લેમ લીગની શરૂઆત થોડાં વર્ષો પહેલાં જ થયેલી હતી; અને નામદાર આગાખાનના પ્રમુખપણા નીચે મોસ્લેમ આગેવાનોનું ડેપ્યુટેશન વાઇસરાયને આ બાબત માટે મળ્યું હતું અને માગણી જણાવી હતી. લોકલ બોર્ડ અને મ્યુનિસિપાલિટી-ઓમાં લોકો રસ લેતા ન હતા તેમને રસ લેતા કરવા માટે તેમના તરફથી પ્રતિનિધિઓ ધારાસભામાં રાખવા એ પણ દાખલ કરવામાં આવ્યું હતું. લગભગ દરેક પ્રાંતની ધારાસભામાં ત્યાંની યુનિવર્સિટીને પોતાનો પ્રતિનિધિ મોકલવો એ પણ દાખલ થયું. તેમજ જમીનદારો, જાગીરદારો અને તાલુકદારોને પણ પ્રતિનિધિ મોકલાવવાનો હક આપ્યો. ચુંટનાર, ચુંટનારની લાયકાત તેમજ ચુંટવાની રીત વગેરેના નિયમો સરકાર બહાર પાડે છે અને ચુંટનારની યાદી પણ સરકાર તૈયાર કરી બહાર પાડે છે. જે જે બંધનો વડી ધારાસભાને છે તે તે બંધનો પ્રાંતિક ધારાસભાને પણ છે. કોઇ પણ મુસદ્દો કાયદા તરીકે પસાર કરવાની વિધિ પણ વડી ધારાસભાના જેવી જ છે. પ્રાંતિક ધારાસભામાં કોઇ પણ કાયદો દાખલ કરવો હોય તો ગવર્નરની રજા તો જોઇએ જ, પણ તે ઉપરાંત ગવર્નર જનરલ અને હિંદી વજીરની પરવાનગી લેવી જોઇએ. કાયદો પસાર થયા પછી પણ તે બન્નેની મંજુરી સિવાય કાયદો તે કાયદા તરીકે રહી શકે નહિ. અને તેના ઉપર તે પ્રાંતના ગવર્નરની સહી જોઇએ જ. પ્રાંતિક ધારાસભાએ કાર્યવાહી સભાનું વિસ્તારેલું મંડળ હોવાથી મુખ્ય સત્તા કાર્યવાહી સભાને જ હાથ નવા સુધારામાં પણ રહી છે. તેમની મળવાની મુદત વર્ષમાં બે વખત હોય છે. પ્રથમ માર્ચ માસમાં અને બીજી જુલાઇ માસમાં. મોન્ટ-ફર્ડ સુધારાથી ઘણો ફેરફાર થયો છે. મુંબઇની ધારાસભાના સભ્યોની સંખ્યા ૧૧૧ કરી છે. તે પૈકી ૮૬ ચુંટાએલા હોય છે અને ૨૫ સરકાર નીમે છે, જેમાંના વધુમાં વધુ ૧૬ સરકારી નોકરો હોઇ શકે અને ૫ નીચે જણાવેલા પૈકીના નીમવા જોઇએઃ—

| | |
|---|---|
| ઍંગ્લો ઇન્ડિયન | ૧ |
| હિંદી ખ્રિસ્તી વર્ગ | ૧ |
| મજુર વર્ગ | ૧ |
| અંત્યજ વર્ગ | ૧ |
| રૂના વેપારીઓ | ૧ |
| | ૫ |

## ૮૬ સભાસદોની વિગત

| | | |
|---|---|---|
| મુંબઇ શહેર | બીનમુસલમાન | ૬ |
| કરાચી શહેર | ” | ૧ |
| અમદાવાદ શહેર | ” | ૧ |
| સુરત શહેર | ” | ૧ |
| સોલાપુર શહેર | ” | ૧ |
| પૂના શહેર | ” | ૧ |
| અમદાવાદ જીલ્લો | ” | ૨ |
| ખેડા ” | ” | ૨ |
| ભરૂચ ” | ” | ૧ |
| પંચમહાલ ” | ” | ૧ |
| સુરત ” | ” | ૨ |
| થાણા ” | ” | ૨ |
| અહમદનગર ” | ” | ૨ |
| નાશિક ” | ” | ૨ |
| પૂના ” | ” | ૨ |
| સતારા ” | ” | ૩ |
| પૂર્વ ખાનદેશ ” | ” | ૩ |
| બેલગામ ” | ” | ૨ |

| | |
|---|---|
| સિંધના જાગીરદારો | ૧ |
| મુંબઈ યુનિવર્સિટી | ૧ |
| બૉમ્બે ચેમ્બર ઓફ કૉમર્સ | ૨ |
| કરાંચી ,, ,, ,, | ૨ |
| બૉમ્બે ટ્રેડ્ઝ એસોસીએશન | ૨ |
| મુંબઈ મીલમાલિકોની મંડળી | ૧ |
| અમદાવાદ ,, ,, ,, | ૧ |
| દેશી વેપારી ચેમ્બર | ૧ |
| | ૮૬ |

મોન્ટ-ફર્ડ સુધારાથી નીચે મુજબ જુદા જુદા પ્રાંતોની ધારાસભામાં સભાસદો બેસે છે—

| | | | |
|---|---|---|---|
| બિજાપુર | જીલ્લો | બીનમુસલમાન | ૧ |
| ધારવાડ | ,, | ,, | ૨ |
| કાનડા | ,, | ,, | ૧ |
| રત્નાગિરિ | ,, | ,, | ૨ |
| સોલાપુર | ,, | ,, | ૧ |
| કોલાબા | ,, | ,, | ૧ |
| પૂર્વ સિંધ વિભાગ | | ,, | ૧ |
| પશ્ચિમ સિંધ | ,, | ,, | ૧ |
| મુંબઈ શહેર | | મુસલમાન | ૨ |
| કરાંચી ,, | | ,, | ૧ |
| અમદાવાદ અને સુરત | | ,, | ૧ |
| પૂના અને સોલાપુર | | ,, | ૧ |
| પૂર્વ ખાનદેશ જીલ્લો | | ,, | ૧ |
| ઉત્તર વિભાગના ગામડાના | | ,, | ૩ |
| મધ્ય વિભાગના | ,, | ,, | ૩ |
| દક્ષિણ વિભાગના | ,, | ,, | ૩ |
| હૈદ્રાબાદ | જીલ્લો | ,, | ૨ |
| કરાંચી | ,, | ,, | ૨ |
| લારખાના | ,, | ,, | ૩ |
| સક્કર | ,, | ,, | ૨ |
| થરપારકર | ,, | ,, | ૨ |
| નવાબશાહ | ,, | ,, | ૧ |
| અપર સિંધ સરહદ | | ,, | ૧ |
| મુંબઇ શહેરના યુરોપીઅનો | | | ૧ |
| મુંબઇ ઇલાકાના યુરોપીઅન | | | ૧ |
| દક્ષિણના સરદારો તથા ઇનામદારો | | | ૧ |
| ગુજરાતના સરદારો તથા ઇનામદારો | | | ૧ |

| | |
|---|---|
| સિંધના જાગીરદારો | ૨ |
| મુંબઇ યુનિવર્સિટી | ૧ |
| બૉમ્બે ચેમ્બર ઓફ કૉમર્સ | ૨ |
| કરાંચી ,, ,, ,, | ૧ |
| બૉમ્બે ટ્રેડ્ઝ એસોસીએશન | ૧ |
| મુંબઇ મીલમાલિકોની મંડળી | ૧ |
| અમદાવાદ ,, ,, ,, | ૧ |
| દેશી વેપારી ચેમ્બર | ૧ |
| | ૮૬ |

મોન્ટ–ફર્ડ સુધારાથી નીચે મુજબ જુદા જુદા પ્રાંતોની ધારાસભામાં સભાસદો એમ છેઃ—

| પ્રાંત | ચુંટાયેલા | | | | | | | | | | નીમાયેલા | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | સામાન્ય ચુંટણી | મુસલમાન | યુરોપીઅન | એન્ગ્લો ઇન્ડિયન | હિન્દી ખ્રિસ્તી | શીખ | યુનિવર્સિટી | જમીનદાર | વેપારી | કુલ | સરકારી | બીજા | કુલ | કુલ એકંદર |
| મદ્રાસ | ૬૫ | ૧૩ | ૧ | ૧ | ૫ | ૦ | ૧ | ૬ | ૬ | ૯૮ | ૨૩ | ૬ | ૨૯ | ૧૨૭ |
| બંગાળા | ૪૬ | ૩૯ | ૫ | ૨ | ૦ | ૦ | ૧ | ૫ | ૧૫ | ૧૧૩ | ૨૦ | ૬ | ૨૬ | ૧૩૯ |
| સંયુક્ત પ્રાંતો | ૬૦ | ૨૯ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૬ | ૩ | ૧૦૦ | ૧૮ | ૫ | ૨૩ | ૧૨૩ |
| પંજાબ | ૨૦ | ૩૨ | ૦ | ૦ | ૦ | ૧૨ | ૧ | ૪ | ૨ | ૭૧ | ૧૬ | ૬ | ૨૨ | ૯૩ |
| બિહાર ઓરિસ્સા | ૪૮ | ૧૮ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૫ | ૩ | ૭૬ | ૧૮ | ૯ | ૨૭ | ૧૦૩ |
| મધ્ય પ્રાંતો | ૪૦ | ૭ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩ | ૩ | ૫૩ | ૧૦ | ૭ | ૧૭ | ૭૦ |
| આસામ | ૨૧ | ૧૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૬ | ૩૯ | ૯ | ૫ | ૧૪ | ૫૩ |
| મુંબઈ | ૪૬ | ૨૭ | ૨ | ૦ | ૦ | ૦ | ૧ | ૩ | ૭ | ૮૬ | ૨૦ | ૫ | ૨૫ | ૧૧૧ |

બ્રહ્મદેશને હિંદથી અલગ સુધારા આપવાના હોવાથી તેને મૉન્ટ-ફર્ડ સુધારામાં દાખલ નથી કર્યું.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે દરેક પ્રાંતની ધારાસભામાં ચુંટ્ટેલા સભાસદોની સંખ્યા ૭૦ ટકા રાખવામાં આવી છે અને ૩૦ ટકા, નીમાયેલા સભાસદો રાખ્યા છે. તે પૈકી ૨૦ ટકા કરતા વધુ સરકારી અમલદારો ન હોવા જોઇએ એ ધોરણનો સ્વીકાર થયો છે. મધ્ય પ્રાંતોમાં નાગપુરની યુનિવર્સિટી સ્થપાશે ત્યારે તેનો એક સભાસદ વધશે. હિંદી ખ્રિસ્તીની વસ્તી મદ્રાસ ઇલાકામાં જ હોઇ તેમને ત્યા પ્રતિનિધિ મોકલવાનો હક આપ્યો છે. શીખ વસ્તી ફક્ત પંજાબમા જ છે. ત્યાં તેમને પણ હક મળ્યો છે. યુરોપીઅનોને પ્રતિનિધિ મોકલવાની સત્તા આ સુધારાથી મળી છે. મિન્ટો–મોર્લીના સુધારાથી કોમી પ્રતિનિધિત્વના સિદ્ધાંતનો સ્વીકાર કરી ફક્ત મુસલમાનોને તે હક મળ્યો હતો. મોન્ટ–ફર્ડ સુધારાએ તે હક વેપાર કરવા અર્થે આવેલી યુરોપીઅન કોમને પણ બક્ષ્યો છે. યુનિવર્સિટી તરફથી ચુંટનાર માણસને માટે ગ્રેજ્યુએટ થયે સાત વર્ષ થયેલાં હોવા જોઇએ એ નિયમ હિંદ સમસ્ત માટે રાખ્યો છે. બજેટની ચર્ચા પણ વડી ધારાસભાની માફક જ થાય છે. તેને માટે બાર દિવસની મુદત રાખી છે. કામ ચલાવવા માટે ઓછામાં ઓછા સભાસદોની સંખ્યાની હદ ૨૫ ઠરાવી છે. અને પહેલાં ચાર વર્ષને માટે સરકારે ધારાસભાના પ્રમુખ નીમ્યા છે. ત્યાર પછીથી જે તે ધારાસભા પોતાના સભાસદોમાથી પ્રમુખ નીમી લે એવો નિયમ છે. મુબઇની ધારાસભાના પહેલા પ્રમુખ સર નારાયણ ચંદાવરકરને સરકારે નીમ્યા હતા. પ્રમુખને સભાનું કામકાજ પાર્લામેન્ટરી પદ્ધતિએ ચાલે તે તરફ જોવાનુ છે. સભામાં ચાલેલા કામનો રિપોર્ટ સેક્રેટરી તૈયાર કરી પ્રમુખની સહી લઈ છપાવે છે. આ પ્રમાણે પ્રાંતિક ધારાસભાઓનુ નવું બંધારણ છે.

Valubhji Ramjee

## પ્રકરણ ૧૩ મું

# નાણાંખાતું

કંપની સરકાર વેપાર કરતી એટલે નાણાં કમાવાનો ધંધો હોવાથી નાણાંખાતા જેવું જુદું ખાતું રાખ્યું ન હતું. પણ ઇ. સ. ૧૮૫૮થી જ્યારે હિંદનું રાજ્ય બ્રિટિશ પાર્લામેન્ટના આશ્રય હેઠળ આવ્યું ત્યારથી નાણાંખાતા જેવું સ્વતંત્ર ખાતું સ્થપાયું છે. પહેલા ખજાનચી તરીકે મી. જેમ્સ વિલસન વિલાયતથી આવ્યો તેને ભારે મુશ્કેલીમાં કામ કરવાનું હતું. બળવા પહેલાં થયેલી લડાઇઓને લીધે કંપની સરકારે ૫૦ કરોડ રૂપીઆનું દેવું કર્યું હતું, અને બળવાનું ૪૦ કરોડનું ખર્ચ દેવા તરીકે વધ્યું. વળી બળવાને અંતે કંપની છુટી થઇ જવાથી તેના ભાગીદારોને બાર કરોડ રૂપીઆ આપ્યા તે પણ હિંદુસ્તાનને માથે દેવા તરીકે વધ્યા. એ રીતે જ્યારે હિંદુસ્તાન કંપની સરકારના હાથમાંથી છુટી બ્રિટિશ પાર્લામેન્ટના હાથમાં આવ્યું ત્યારે નવા ખજાનચીને આ દેવાનું વ્યાજ આપવું અને રાજ્ય ચલાવવાનું ખર્ચ પૂરૂં કરવું તે ભારે પડ્યું. પણ કેટલાક નવા કર નાખ્યા અને કરકસરથી કામ લીધું તેથી થોડે વર્ષે હિંદની સરકારની સ્થિતિ કંઇક ઠીક થઇ.

રેગ્યુલેટીંગ ઍક્ટથી ગવર્નર જનરલને ગવર્નરોના ઉપરી તરીકે સત્તા મળી હતી. અને તે સત્તા દિવસે દિવસે વધતી ગઇ, જ્યારે પ્રાંતિક સરકારની સત્તા ઘટતી ચાલી હતી. ઈ. સ. ૧૮૩૩માં પ્રાંતોની કાયદા કરવાની સત્તા પણ જતી રહી, એટલે ઇ. સ. ૧૮૫૮ સુધી પ્રાંતોએ ગવર્નર જનરલના હુકમ પ્રમાણે ચાલવું એવી થઇ ગયું. અને તેથી તેમની નજર આવક વધારવા કે ખર્ચ ઘટાડવા કે કોઇ પણ ... કરકસર કરવા તરફ ન રહી. જેથી નવા ખજાનચીને મદદ

કરનાર કોઈ પણ રહ્યું નહિ. આવી બીનજવાબદારવાળી પ્રાંતોની સ્થિતિ દૂર કરવાને અને ગવર્નર જનરલને માથેથી જવાબદારીનો બોજો કેટલોક ઓછો કરવાને ઇ. સ. ૧૮૭૧માં લૉર્ડ મેયોએ નીચેનાં ખાતાં પ્રાંતોને સોંપ્યાં:- કેળવણી, પોલિસ, જેલ, જાહેર બાંધકામ, છાપખાનું, વૈદકીયનો થોડો ભાગ અને નોંધણી અથવા રજીસ્ટ્રેશન. આ ખાતાંઓમાંથી આવતી આવક તે પ્રાંતો લે અને પહેલેથી વિચાર કરી છુટતા પૈસા નક્કી કર્યા હોય તેટલા દર વર્ષે ગ્રાન્ટ તરીકે તેમને મળે, અને તેમાંથી કરકસર કરીને જે કોઇ પ્રાંત બચાવે તો તેનો મનગમતો ઉપયોગ કરવાની તે પ્રાંતને સ્વતંત્રતા આપવામાં આવી. સોંપેલાં ખાતાંઓમાં રજીસ્ટ્રેશન ખાતું એકલું જ કંઇક સારી આવક આપે તેવું હતું. ઇ. સ. ૧૮૭૭મા લૉર્ડ લીટને સુધારો કરી ગ્રાન્ટ આપવાની પદ્ધતિ બંધ કરી તેને માટે આવક મળે તેવાં ખાતાં પ્રાંતોને સોંપ્યાં અને સાથે ખર્ચવાળાં ખાતાં પણ થોડાં સોંપ્યાં. ખર્ચવાળાં વધારાના ખાતાં:—ન્યાયખાતું, પ્રાતિક રાજ્યવહીવટ અને બીજાં નાનાં પરચુરણ ખાતાંઓ. આવકનાં ખાતાઓ:—આબકારી ખાતું, સ્ટેમ્પ, આવકવેરો અને જમીનમહેસુલ. આવકનાં ખાતાંઓમાં પ્રાંતિક સરકારનો અમુક ભાગ ઠરાવ્યો હતો. એટલે પ્રાંતિક સરકાર જો આવક વધારે તો બન્નેને ફાયદો થાય તેવું ધોરણ રાખ્યું. પણ ઈ. સ. ૧૮૮૨માં લૉર્ડ રીપને મોટો ફેરફાર કરી નવેસરથી પ્રાંતિક સરકારની જોડે ખાતાંઓની વહેંચણી કરી, તે નીચે મુજબઃ--

| વડી સરકારને હસ્તક | પ્રાંતિક સરકારને હસ્તક | સહીયારાં |
|---|---|---|
| જકાત | કેળવણી | જમીનમહેસુલ |
| તાર | પોલીસ | આવકવેરો |
| ટપાલ | જેલ | આબકારી |
| રેલવે | વૈદકીય અને આરોગ્ય | જંગલ |
| અફીણ | ન્યાય | સ્ટેમ્પ |
| મીઠું | છાપખાનું | |
| ખંડણી | ઇરીગેશન | |
| ટંકશાળ | જાહેર બાંધકામ | |
| ઇરીગેશન | રજીસ્ટ્રેશન | |
| લશ્કરી | પ્રાંતિક સરકારનું— | |
| પરદેશી રાજ્યો સાથે-નો સંબંધ | વહીવટી ખર્ચ | |
| દેવાનું વ્યાજ | | |
| વડી સરકારનું ખર્ચ | | |
| હોમ ચાર્જીસ | | |
| જાહેર બાંધકામ | | |

સહીયારાં ખાતાંમાંથી અમુક અમુક ટકા અમુક અમુક પ્રાંતોને મળે તેવી ગોઠવણ કરી હતી. અને તેના ઉપર દર પાંચ વર્ષે ફરીથી વિચાર કરવો અને જોઇતા ફેરફાર કરવો તેમ ઠરાવ્યું હતું. અને પ્રાંતિક સરકારે જે પૈસા કરકસર કરી બચાવ્યા હોય તે વડી સરકારે ન લેવા, પણ ઉલટી દુકાળને વખતે પ્રાંતોને મદદ કરવી એવી ધારણા હતી. પણ દુકાળનાં વર્ષો એક પછી એક આવવાથી અને લડાઇનાં ખર્ચો પણ આવવાથી વડી સરકારે પ્રાંતિક સરકારોએ બચાવેલા પૈસા લઇ લીધા એટલું જ નહિ પણ તેથી વિશેષ પૈસા પણ માગ્યા. પરિણામે પ્રાંતોની નજર પાંચ વર્ષ પૂરાં થવા આવે તે વખતે બચાવેલા પૈસા ખર્ચી નાખવા તરફ રહેવા લાગી; એટલે દરેક પ્રાંત પહેલાં બે ત્રણ વર્ષ કરકસર કરી પૈસા બચાવે અને પછી વડી સરકાર લઇ જશે તેવા વિચારથી ગમે તેમ પણ ઠેકાણે કરી દે. પણ વડી સરકારની સ્થિતિ જેમ જેમ ઠીક થતી ગઈ તેમ તેમ તેમણે

દરેક પ્રાંતને સોંપેલાં ખાતાં ઉપરાંત દરેક વર્ષે અમુક રૂપીઆ અમુક રીતે ખર્ચવા એવી શરતે ગ્રાન્ટ તરીકે આપવાનું શરૂ કર્યું. તેથી પ્રાંતોને પોતાનું કામ સારૂં કરી બતાવવાનો ઉત્સાહ થવા લાગ્યો. ઈ. સ. ૧૯૦૪થી જે ગોઠવણની દર પાંચ વર્ષે તપાસણી થતી હતી તેને બદલે તે ગોઠવણને લગભગ કાયમી સ્વરૂપ આપ્યું અને જે ગ્રાન્ટ અપાતી હતી તેને પણ કાયમનું સ્વરૂપ આપ્યું. ઇ. સ. ૧૯૦૭ માં જ્યારે દુકાળ પડ્યો ત્યારે એક વધુ ફેરફાર કરવામાં આવ્યો. દર વર્ષે દુકાળ ખાતે વડી સરકાર જે રકમ કાઢતી હતી તે રકમ બધા પ્રાંતો વચ્ચે ફાળવી નાખવાનું દાખલ કર્યું અને જે પ્રાંતને જ્યારે દુકાળ પડે ત્યારે પોતાને ખાતે જમે થયેલી રકમમાંથી વાપરે. જો જમા કરતાં વધારે રકમ વાપરવામાં આવે તો વધારાની અર્ધી રકમ વડી સરકાર આપે અને અર્ધી પ્રાંતિક સરકારે પોતાના બજેટમાંથી પૂરી કરવી. ઇ. સ. ૧૯૧૨માં લૉર્ડ હાર્ડિંજે લગભગ કાયમની થયેલી ગોઠવણમાં જે કંઇક સુધારો વધારો કરવા જેવો હશે તે કરીને તેને કાયમની કરી. પ્રાંતિક સરકારને દેવું કરવાની સત્તા આપવામાં આવી ન હતી, પણ હવે નવા સુધારાથી વડી સરકારની મંજુરી લઇને દેવું કરવાની સત્તા મળી છે અને સહીયારાં બધાં ખાતાં પ્રાંતિક સરકારને મળ્યાં છે. વડી સરકારને તેના ખર્ચ માટે મુંબઇ, મદ્રાસ, બંગાળા જેવા સારા પ્રાંતો અમુક રૂપીઆ દર વર્ષે આપે છે. તે પણ બંધ કરવાના વિચારથી વડી સરકારે મીઠા અને પોસ્ટના કર વધાર્યા છે.

સરકારનું વર્ષ એપ્રિલની પહેલીથી માર્ચની ૩૧મી સુધીનું છે. અને તેથી માર્ચ માસની ધારાસભામાં નવા વર્ષનું અંદાજપત્ર, ગયા વર્ષનો કાચો હિસાબ અને ત્રીજા વર્ષનો પાકો હિસાબ રજુ કરવામાં આવે છે. જે જે હિસાબો પ્રાંતિક સરકારો ગણે છે તેની તપાસણી વડી સરકારને કરવાની હોય છે અને બધાનું મંજુર થયેલ બજેટ પાર્લામેન્ટ આગળ સેક્રેટરી ઑફ સ્ટેટ રજુ કરે છે.

| આવકનાં ખાતાંઓ | પાકો હિસાબ ૧૯૧૮—૧૯. | કાચો હિસાબ ૧૯૧૯—૨૦ | અંદાજપત્ર ૧૯૨૦—૨૧ |
|---|---|---|---|
| મીઠું | ૬,૪૧,૬૯,૮૩૫ | ૫,૬૩,૧૦,૦૦૦ | ૬,૭૩,૨૬,૦૦૦ |
| અફીણ | ૪,૯૩,૩૬,૬૬૫ | ૪,૪૮,૬૨,૦૦૦ | ૪,૪૧,૩૦,૦૦૦ |
| રે | ૩૭,૪૪,૩૩,૫૮૫ | ૩૨,૪૧,૦૯,૫૦૦ | ૩૨,૬૬,૨૦,૫૦૦ |
| નહેર | ૮,૦૧,૯૭,૬૦૫ | ૮,૭૬,૫૪,૦૦૦ | ૮,૯૧,૭૮,૦૦૦ |
| તાર અને ટપાલ | ૮,૦૧,૪૩,૬૦૫ | ૮,૯૯,૫૨,૦૦૦ | ૯,૨૭,૬૩,૦૦૦ |
| સ્ટેમ્પ | ૯,૦૨,૮૪,૬૪૦ | ૧૦,૮૩,૪૬,૫૦૦ | ૧૧,૨૬,૧૨,૫૦૦ |
| જમીનમહેસુલ | ૩૧,૬૩,૧૬,૧૬૦ | ૩૩,૧૩,૬૨,૦૦૦ | ૩૫,૬૯,૬૭,૦૦૦ |
| આબકારી | ૧૭,૩૩,૬૨,૭૭૦ | ૧૯,૧૨,૮૪,૫૦૦ | ૨૦,૫૧,૧૦,૦૦૦ |
| ટંકશાળ | ૨,૭૪,૦૨,૨૧૦ | ૨,૫૦,૪૫,૫૦૦ | ૧,૦૧૯૨,૫૦૦ |
| જકાત | ૧૮,૧૮,૦૯,૬૧૫ | ૨૨,૩૭,૯૨,૫૦૦ | ૨૫,૫૧,૪૫,૫૦૦ |
| આવકવેરો | ૧૧,૬૩,૭૬,૯૩૦ | ૨૩,૬૫,૬૫,૦૦૦ | ૧૭,૦૮,૫૬,૦૦૦ |
| વ્યાજ | ૫,૭૪,૪૧,૩૩૦ | ૬,૫૭,૦૧,૫૦૦ | ૬,૦૨,૩૪,૦૦૦ |
| ખંડણી વગે | ૬,૪૭,૪૪,૦૯૫ | ૭,૫૬,૮૫,૫૦૦ | ૭,૭૫,૪૭,૦૦૦ |
| જાહેર બાંધકામ વગેરે | ૫૨,૧૪,૭૩૫ | ૫૪,૫૨,૫૦૦ | ૫૫,૬૯,૫૦૦ |
| લશ્કરી ખાતાની આવક | ૩,૫૨,૪૯,૫૮૦ | ૧૦,૭૧,૨૪,૦૦૦ | ૨,૨૭,૯૨,૫૦૦ |
| વહીવટી ખાતાંની આવક | ૩,૧૪,૨૨,૦૩૦ | ૩,૨૩,૬૧,૦૦૦ | ૩,૬૧,૯૨,૫૦૦ |
| પરચુરણ | ૧૦,૦૯,૨૬,૮૭૦ | ૨,૭૪,૪૨,૦૦૦ | ૯,૪૧,૫૨,૦૦૦ |
| કુલ આવક | ૧,૮૪,૮૮,૬૬,૬૬૦ | ૨,૦૩,૩૫,૫૦,૦૦૦ | ૨,૦૨,૨૩,૮૮,૫૦૦ |

મીઠું:—

પ્રથમ કલાઇવે કંપનીના નોકરોને પગાર ઉપરાંત વધુ આવક મળે તે માટે મીઠું પકવવાનું ચર કર્યું હતું. તે વખતે હિંદમાં મીઠા ઉપરનો કર દરેક જગ્યાએ સરખો નહોતો. ઇ. સ. ૧૮૭૮ પહેલાં બંગાળી દર મણે બંગાળામાં રૂા. ૩-૪-૦ ઉત્તર હિંદમાં રૂા. ૩-૦-૦, અને મુંબઈ અને મદ્રાસમાં રૂા. ૧-૧૪-૦ હતા. તે બધે એકસરખો કર હોય તો ઠીક એમ વિચારી ઇ. સ. ૧૮૭૮માં બંગાળામાં રૂા. ૩-૦-૦, ઉત્તર હિંદમાં રૂા. ૨-૧૨-૦ અને મુંબઇ અને મદ્રાસમાં રૂા. ૨-૮-૦ કર્યા. મુંબઇ અને મદ્રાસમાં કર વધારતી વખતે એ કારણ આપવામાં આવ્યું હતું કે કર વધારવાથી જેટલા માણસો ઉપર બોજો વધે છે તેના કરતાં ઉત્તર હિંદમાં કર ઘટવાથી ઘણા માણસોને રાહત મળે છે. ત્યાર પછી ઇ. સ. ૧૮૮૨મા હિંદમાં બધે રૂા. ૨-૦-૦ કર કર્યો, પણ ઇ. સ. ૧૮૮૮ મા નાણાની તંગીને લીધે રૂા. ૨-૮-૦ કર્યો. વળી પાછી ઠીક સ્થિતિ થતા ઇ.સ. ૧૯૦૩માં રૂા. ૨-૦-૦, ઇ.સ. ૧૯૦૫માં રૂા. ૧-૮-૦ અને ઇ. સ. ૧૯૦૭માં રૂા. ૧-૦-૦ કરી દીધો. આ વખતે સરકારને અનુભવ થયો કે કરનો દર જેટલા પ્રમાણમાં ઘટે છે તેટલા પ્રમાણમાં આવક ઘટતી નથી. લડાઇને લીધે ખર્ચ વધવાથી ઇ. સ. ૧૯૧૬માં કર વધારીને રૂા. ૧-૪-૦ કર્યો. અને મોન્ટ-ફર્ડ સુધારાની વડી ધારાસભા તેમજ કૌંસિલ ઓફ સ્ટેટની સ્પષ્ટ ના હોવા છતાં અને અત્યાર સુધી જ્યારે જ્યારે મીઠાનો કર વધારવા ઇચ્છયો છે તે દરેક વખતે તે તે વખતની ધારાસભાએ વિરોધ દર્શાવ્યો છે તે છતાં આવક વધારવા માટે ઇ. સ. ૧૯૨૩માં તે રૂા. ૨-૮-૦ કરવામાં આવ્યો છે. મીઠા ઉપરનો કર ગરીબમા ગરીબ માણસ આપે છે. પૈસાદારને મન પૈસાની કિંમત જેટલી હોય છે તેના કરતાં ગરીબને મન અનેકગણી હોય છે. એટલે મીઠા ઉપરનો કર વધારવો એ ગરીબના ઉપર જુલમ કરવા જેવું છે. વળી પૈસાદારને ગરીબના કરતાં કંઇ મીઠું વધારે ખાવા નથી જોઇતું, સરખું જ જોઇએ. ઉલટું ગરીબ પોતાના બળદ વગેરે ઢોરના

મીઠું વાપરે છે. આંબા જેવાં ઝાડનાં મૂળીઆંમાં પણ મીઠું ગરીબને જ નાખવાનું હોય છે. ચામડાં કમાવવામાં ચામડીઆઓ મીઠું વાપરે છે. આ ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે મીઠું ગરીબને વધારે જોઇએ છે. એટલે જ્યારે જ્યારે મીઠા ઉપર સરકારે કર વધારવા માંગેલો છે ત્યારે ત્યારે હિંદી પ્રજાએ ના પાડી છે. વળી સરકારને અનુભવ થઇ ગયો છે કે જેટલા પ્રમાણમાં કરનો દર વધે છે તેટલા પ્રમાણમાં આવક વધતી નથી, કારણ કે ગરીબો વાપરવાનું ઓછું કરે છે. પરિણામે ઢોરને ખાવાનું નહિ મળવાથી તેમને નુકસાન થાય છે, અને ઝાડનાં મૂળીઆંમાં નહિ નાખવાથી તેમને પણ નુકસાન થાય છે, અને પોતાની જાતે ખાવાનું ઓછું કરવાથી શરીરને પણ નુકસાન થાય છે. દાક્તરોની સલાહ છે કે મીઠું લોહીને ફાયદાકારક છે. તેના વપરાશમાં જેટલી કરકસર એટલું જ પ્રજાને નુકસાન. અને સરકારને ધારેલી આવક ન મળે એટલે સરકારને નુકસાન. આમ ઉભયને નુકસાન હોવા છતાં અને લોકોની નામરજી હોવા છતાં મીઠાનો કર બમણો કરતાં સરકારે આંચકો નથી ખાધો એ નોકરશાહીના પ્રતાપ!

અફીણઃ—

ખસખસનું વાવેતર સરકારની પરવાનગી લઇ અમુક જ જમીનમાં ખેડુતો કરી શકે છે. તૈયાર થયે તેનો રસ અમુક ભાવે સરકાર ખરીદી લે છે. સરકારની પરવાનગી સિવાય અફીણ માટે વાવેતર કરનાર, બનાવનાર કે વેચનારને એક વર્ષની કેદ અથવા એક હજાર રૂપીઆ દંડ અથવા બન્ને સજા થાય છે. બ્રિટિશ હિંદમાં સંયુક્ત પ્રાંતોમાં તે થાય છે, અને માળવામાં દેશી રાજ્યોમાં પણ અફીણ થાય છે. દેશી રાજ્યોનું અફીણ ત્યાંની પ્રજા વાપરે છે અને કેટલુંક બ્રિટિશ સરકાર ખરીદી લે છે. બ્રિટિશ હિંદનું અફીણ પણ લોકોના ઉપયોગ માટે થોડું વેચાય છે અને બાકીના અફીણની ૧૪૦ રતલની એક એવી પેટીઓ ભરી દર માસે તે પેટીઓની કલકત્તામાં હરરાજી થાય છે. હિંદનું અફીણ બધું ચીન જતું હતું. પણ ચીન જ્યારે જાગ્યું અને અફીણ લેવાની ના

પાડી ત્યારે લૉર્ડ કર્ઝને હિંદુસ્તાનથી લશ્કર મોકલી, ચીનને હરાવી હોંગકોંગનો ટાપુ લઇ લીધો અને તે ઇંગ્લેંડને આપ્યો. એ રીતે તોપને ગોળે અફીણ લેવાની તેને ફરજ પાડી. પછી ઇ. સ. ૧૯૦૯માં એવી શરત કરી કે દર સાલ ૫૦૦૦ પેટી તેને ઓછી વેચવી. અને તેવી રીતે ઇ. સ. ૧૯૧૯ને અંતે અફીણ ચીનમાં મોકલવાનું બંધ કરી દેવું. આ મુદત દરમીયાન આપણી સરકારે 'અફીણનાં ઘરાક ખોળી કાઢયાં છે. અહીંથી હોંગકોંગ ઘણું અફીણ જાય છે અને ત્યાંથી ચોરીછુપીથી પુષ્કળ અફીણ ચીનમાં ઘુસાડાય' છે. વળી નેધરલેન્ડસ, સીઆમ, સ્ટ્રેટ સેટલમેન્ટ, ઇંગ્લેંડ વગેરે દેશો પણ અફીણ ખરીદે છે, અને તેની જીનતાન જેવી કેફી ગોળીઓ બનાવી આખી દુનીઆને આપે છે. અને તેથી હવે ચીન અફીણ મોકલવાનું સીધી રીતે બંધ થયું છે છતાં હિંદી સરકારની આવક ઘટી નથી. આ રીતે આખી દુનીઆને અફીણી બનાવવાનો આરોપ હિંદુસ્તાનને માથે આવ્યો છે તે આપણી નોકરશાહીના પ્રતાપ!

ખંડણી:—

પહેલાંના ચાલતા આવેલા રિવાજ પ્રમાણે દેશી રાજ્યો ખંડણી આપે છે.

રેલવે અને નહેરખાતું:—

આ સંબંધી ઘણી વિગત દુકાળશમનમા આપી છે. પણ વિશેષ એટલું જાણવાનું છે કે રેલવેએ ઘણા વર્ષ સુધી કંઈપણ આવક આપી નથી. ઉલટું તેના શેરનું વ્યાજ વહેંચવા માટે સરકારે હિંદી પ્રજા પાસેથી પૈસા લઇને આપ્યા છે. એટલે તે પૈસા જ્યાં સુધી રેલવે પાછા વાળે નહિ ત્યાં સુધી તે નફો કરે છે એમ કહેવાય નહિ. તે ઉપરાંત ઘસારા ખાતે રેલવેએ દર સાલ નફામાંથી અમુક રકમ કાઢવી જ જોઇએ પણ તે રાખવામાં આવ્યું નથી, અને તેથી રેલવે જે નફો દેખાડે છે તે નફો ખરો ન કહેવાય. અને હાલમાં નફો વધારવા માટે ભાડાના દરમાં સેંકડે ૨૫ ટકા વધારો કર્યો છે.

તાર અને ટપાલખાતું:—

આ ખાતું લોકોને સગવડ આપવાને અને થોડે ખર્ચે સરકાર પણ તેનો લાભ લઇ શકે તે માટે કાઢવામાં આવ્યું હતું, એમ તે ખાતાના આજ સુધીના ઇતિહાસ ઉપરથી માલૂમ પડે છે. પણ સગવડનો હેતુ બાજુ ઉપર મુકી હાલમાં તેને આવકના એક રસ્તા તરીકે ગણવામાં આવ્યું છે. આ ખાતું પોતાનું ખર્ચ પૂરું કરવા ઉપરાંત સરકારને અમુક આવક તો આપતું જ. તોપણ તેથીયે વધારે આવક મેળવવા માટે તેના દર વધારીને મીઠાની માફક બમણા કરવામાં આવ્યા છે. પણ આ પ્રમાણે ભરતી વખતે ગરીબોનો વિચાર સહેજ પણ નથી થયો. કવરના એક આનાને બદલે દોઢ આનો રાખીને પણ કાર્ડનો પા આનો રાખ્યો હોત તો ગરીબોને માટે વિચાર થયો છે એમ જોઇ શકાત. મનીઑર્ડરના દરમાં પણ દશ રૂપીઆ સુધીની રકમ માટે બે આના કર્યા તેને બદલે ત્રણેક રૂપીઆ માટે એક આનો રાખ્યો હોત. તો ગરીબને માટે વિચાર થયો છે એમ જણાત. કવીનાઇનનો પણ દર તેવી જ રીતે વિના સંકોચે વધારી દેવાયો છે. એ આપણી હાલની સરકાર!

સ્ટેમ્પ:— *Valabhjee Ramjee*

પૈસાની આપલે કરતી વખતે લેનાર માણસ જુદું બોલે તે વખતે તેને ગુન્હેગાર ઠરાવવા માટે રૂપીઆ પચીશ અને તેથી વધારેની રકમની લેવડદેવડ વખતે એક આનાની ટીકીટ ઉપર સહી કરાવી લેવી એવો નિયમ છે. આ રીતે સરકારને આવક થાય છે. વળી મિલકતની આપલે કરતી વખતે તેની કિંમતના પ્રમાણની કિંમતનો કાગળ લઇ તે ઉપર દસ્તાવેજ લખવાનો ઠરાવ છે. તે પણ આવકનો રસ્તો છે. બીજું, કોઇના ઉપર કોર્ટમાં દાવો કરીએ તો દાવાની રકમનાં પ્રમાણમાં ઠરાવેલા દર પ્રમાણેની કિંમતનો કાગળ લઈ તે ઉપર અરજી કરવી પડે છે. આ રીતે પણ આવક થાય છે.

કંપની સરકારના પહેલા માણસ પોતાનો બોલ પાળતો તે વખતે ગીરીરો ચોડી ખાતા પડાવવાની, દાવા માડવાની કે દસ્તાવેજ સરકારી કાગળ ઉપર કરવાની જરૂર નહોતી અને રૂઢિ પણ નહોતી. મિલકતના દસ્તાવેજને ગ્રાહકજોગ થતા એટલે મિલકત વેચનાર લખી આપે કે જેની પાસે આ દસ્તાવેજ હોય તેની એ મિલકત જાણવી તેથી વારવાર લોકોને મિલકત આપવે કરતી વખતે દસ્તાવેજનું ખર્ચ કરવુ પડતું નહોતુ એટલે આ ખાતાની જેટલા પ્રમાણમા આવક વધારે તેટલા પ્રમાણમા લોકોની અદર એકબીજા પ્રત્યે વિશ્વાસ અને સહચાર ઓછો એમ જોઈ શકાય બીજી દષ્ટિએ વિચાર કરતા લોકોની અંદર કજીઆ ઓછા થાય તે માટે આની જરૂર ખરી, પણ સરકાર દર વધારી લઈને તેને આવકના એક રસ્તા તરીકે બનાવી દે એ તો હિદની સરકાર જ કરે'

**રજીસ્ટ્રેશન અથવા નોંધણી —**

મિલકતના દસ્તાવેજો ખરા છે કે ખોટા તેની પાછળથી તકરાર ઓછી થાય માટે દસ્તાવેજો નોધવાનુ ખાતુ સરકારે રાખ્યુ છે અને મિલકતના પ્રમાણમા તેની લાગત લે છે. નોધાયેલો દસ્તાવેજ પાકો ગણાય છે આ રીતે પણ પ્રજાએ આપસઆપસમા અવિશ્વાસ દાખલ થવાથી બોજો વધાર્યો છે.

**જગલ —**

જંગલમાથી સાગ, પરચુરણ લાકડા, સીસમ, વાસ, ઘાસ ગુદર, દવાઓ, કિમતી ચીજો વગેરેના વેચાણને લીધે સરકારને આવક થાય છે તે ઉપરાત જગલનો ઘણો ઉપયોગ છે તે વરસાદ લાવે છે, હવામાન સમધારણ રાખે છે, નદીઓને પાણી પૂરું પાડે છે, ઢોર માટે ચરો પુરો પાડે છે અને જાત જાતના પશુપક્ષીઓને વસવાનું સ્થાન હોય છે ખાસ કરીને નજીકના ગામના લોકોને તે ઘણુ ઉપયોગી છે. આ ગમથી વિશેષ હકીકત દુકાળશમનમા આપી છે

**જમીનમહેસુલઃ—**

જમીનમહેસુલ સંબંધી સ્વતંત્ર પ્રકરણમાં આપ્યું છે.

**પ્રાંતિક કરઃ—**

દરેક પ્રાંત વડી સરકારને તેના ખર્ચ પેટે દર વર્ષે અમુક રકમ ઠરાવેલી હોય તેટલી આપે તે પ્રાંતિક કર કહેવાય છે.

**આબકારીઃ—**

દેશની અંદર બનતા માલ ઉપર જે કર લેવામાં આવે છે તે આબકારી ખાતે જમે લેવાય છે. તેમાં ખાસ કરીને અફીણ, ગાંજો, તાડી, દારૂ વગેરે કેફી ચીજો વેચવાના લાઇસન્સ અપાય છે તેના, તે કેફી ચીજોને ઉત્પન્ન કરવા માટે લાઇસન્સ અપાય છે તેના, તેમ જ તેનો ગેરકાયદેસર ઉપયોગ લોકો કરે તેનો દંડ, વગેરે ઉત્પન્ન આ ખાતે આવે છે. એ સિવાય અફીણ બનાવવાનું જેમ પોતાને હસ્તક છે તેથી આવક ઘણી સારી થાય છે તેમ દારૂ બનાવવાનાં કારખાના પણ સરકાર કાઢે છે. એટલે કેફી ચીજોનો વપરાશ ઘટાડવા તરફ જેટલી નજર હોય તેના કરતા આવક વધારવા તરફ નજર છે તે આ ઉપરથી સ્પષ્ટ થાય છે.

**ટંકશાળઃ—**

જે ટંકશાળમાં આપણે સોનું કે ચાંદી લઇને જઇએ અને તેમા ધાતુને સ્વચ્છ કરી છાપ મારી આપ્યા બદલ મહેનતાણું લઇ સિક્કા પાડી આપે તે ફ્રી ટંકશાળ કહેવાય છે. આવી સ્થિતિ હિંદમા ઇ. સ. ૧૮૯૩ સુધી હતી. તે વર્ષથી કંપની સરકારે બહારના કોઇ પણ માણસને રૂપીઆ પાડી આપવાનું બંધ કર્યું અને જાતે જ રૂપીઆ પાડવા માંડયા. એક રૂપીઆનું વજન ૧૮૦ ગ્રેન છે, તેમાં ૧૬૫ ગ્રેન શુદ્ધ ચાંદી અને ૧૫ ગ્રેન બીજી ધાતુનું મિશ્રણ હોય છે. બીજી ધાતુનું મિશ્રણ કરવાનું કારણ એ હોય છે કે તે ઝટ ઘસાઇ જાય નહિ. લોકો ઘરેણાં કરાવતી વખતે પણ સોનાં

અને ચાદીમા બીજી ધાતુનુ મિશ્રણ કરવે છે તેનુ કારણુ પણ તે ઘરેણા ન ઘસાઈ જાય એ છે વળી આવુ મિશ્રણ કરવાથી સરકારને પણ ફાયદો થાય છે, કારણુ કે ચદીનો ભાવ જો બાર આને તોલો હોય તો એક રૂપીઆના મિશ્રમ વપરાયેલી ચાદીની કિમત અગીઆર આના થાય અને બીજી ધાતુઓનુ મિશ્રણ કરી છાપ મારવાનુ ખર્ચ એક આનો દર રૂપીએ ગણીએ તો રૂપીઆ દીઠ સરકારને ચાર આના નફાના પડયા પણ ચાદીનો ઇ સ ૧૯૧૪ સુધી સરેરાસ ભાવ દશ આના હતો એટલે સરકારને દરેક રૂપીઆ દીઠ ૭ આના નફો થયો છે. આ નફાના આવેલા રૂપીઆ સરકારે 'ગોલ્ડ સ્ટેન્ડર્ડ રીઝર્વ' નામના ફડમા રાખવા કર્યા છે. તેનો ઉપયોગ હિંદમા સોનાનાણુ કરવા માટે ધાર્યો છે, પણ હવે જ્યારે તે થાય ત્યારે ખરો વળી સર કારને સિક્કા પાડવા માટે ચાદી જથ બધ ખરીદવાની હોય એટલે બજારના કરતા તે સસ્તે ભાવે જ ખરીદી શકે એટલે તેનો પણ નફો થાય છે. તેવી જ રીતે ચાદીની બે આની, પાવલી અને અર્ધાંમાથી પણ સરકારને આવક છે ત્રાબાનાપૈસામાથી પણ આવક છે અને નીકલ નાણામાથી આવક થાય તેમા નવાઈ નહિ હવે નવુ કાગળનાણુ ઇ. સ. ૧૮૬૧મા નોટની શરુઆત થઈ ને ટ કાઢતી વખતે એવુ ઠરાવેલુ છે કે કોઇ પણ માણસ નોટના રોકડા રૂપીઆ માગે તો તેને સરકારે આપવા. લોકોને નોટથી એક જગ્યાએથી બીજી જગ્યાએ પૈસા લઈ જવાની અનુકૂળતા વધી થઇ છે. તે ચોરવાનો ભય પણ ઓછો રહે છે. પોસ્ટ મારફતે મનીઑર્ડરથી પૈસા મોકલીએ તેના કરતા નોટ રજીસ્ટર કરી થોડે ખર્ચે મોકલી શકાય છે. અને સરકારને જેટલા નોટ છપાય તેટલી રૂપીઆ પાડવા ચાદી ઓછી ખરીદવી પડે છે. એટલે તે પૈસા વ્યાજે મુકી શકાય છે. પણ કોઈ ખાનગી માણસ નોટ બનાવનાર નીકળે તો પ્રજાને ઘણુ નુકસાન થાય છે વળી જ્યારે નોટ પાડનાર સરકાર દેવાળુ કાઢે ત્યારે લોકોને નોટના રોકડા રૂપીઆ ન મળે અને તેથી તેમા અને કાગળમા કશો ફેર ન રહે. વળી જ્યારે

બદલાય ત્યારે પણ તેમજ જાણવું. એટલે જ્યાં સુધી સરકાર અને પ્રજા એક હોય અથવા બન્ને વચ્ચે સહકાર હોય ત્યાં સુધી નોટ અને રોકડ નાણાંમાં ફેર નહિ. પણ જે ક્ષણે બન્નેના પંથ ન્યારા થાય તે ક્ષણે નોટ કાગળીઆં જ બને છે.

જેમ એક માણસ તેની બજારમાં શાખ હોય ત્યાં સુધી જેટલા રૂપીઆની ચીઠ્ઠીઓ મોકલી ઉધારે માલ મગાવે તેટલો મળી શકે. પણ ચીઠ્ઠી લખનારે જોવું જોઇએ કે પોતાની આવકના પ્રમાણમાં લખે છે, કારણ કે જો વધારેની ચીઠ્ઠીઓ લખે તો પાછળથી પૈસા ચુકવવા ભારે પડે. તેવી જ રીતે સરકાર પણ નોટના રોકડા રૂપીઆ અમે આપીશું એવું કહી નોટો કાઢે, પણ જે વખતે લોકોનો વિશ્વાસ ઉઠે અને નોટના રૂપીઆ માગે તે વખતે આપવાની સરકારે તૈયારી રાખવી જોઇએ. આ વિચારને લીધે સરકારે પ્રથમ ૭ કરોડ રૂપીઆની પોતાની શાખ વિચારી તેટલી નોટ કાઢવી એમ ઠરાવ્યું અને વધુ નોટ કાઢવી પડે તો તેના બદલામાં તેટલી કિંમતની ચાંદી અથવા રૂપીઆ તીજોરીમાં રાખવા એમ ઠરાવ્યું. પાછળથી નોટ કાઢવાની હદઃ—

| | |
|---|---|
| ઇ. સ. ૧૮૯૦માં સાત કરોડ | ઇ. સ. ૧૯૧૬માં વીસ કરોડ |
| „ „ ૧૮૯૧માં આઠ કરોડ | „ „ ૧૯૧૭માં પચાસ કરોડ |
| „ „ ૧૮૯૬માં દશ કરોડ | „ „ ૧૯૧૮માં સાઠ કરોડ |
| „ „ ૧૯૦૫માં બાર કરોડ | „ „ ૧૯૧૯માં નવાણું કરોડ |
| „ „ ૧૯૧૧માં ચૌદ કરોડ | |

સુધી ઠરાવી છે. અને તીજોરીમાં રાખવાની ચાંદી કે રૂપીઆને બદલે તેની ઇગ્લેંડની સરકારની લોનો રાખવાનું રાખ્યું છે, જેથી તે લોન ઉપર વ્યાજ પણ આવે છે. આવી જાતનું જે બધું ફંડ ભેગું થયું છે તેનું નામ 'પેપર કરન્સી રીઝર્વ ફંડ' છે. શરૂઆતમાં પાડેલી નોટના કોઈ રૂપીઆ માગે તો સરકારને છેતરાવું ન પડે તે માટે હિંદનાં કલકત્તા, લાહોર, મુંબઈ અને મદ્રાસ એમ ચાર વિભાગ કરી

તે તે વિભાગની નોટનો રૂપીઆ તે જ વિભાગમાં મળે તેમ રાખ્યું. ઇ. સ. ૧૯૦૭માં પાંચ રૂપીઆની નોટ, ઇ. સ. ૧૯૧૦માં ૫૦ રૂપીઆની અને ૧૯૧૧માં ૧૦૦ રૂપીઆની નોટ બધે વટાવી શકાય તેવું ધોરણ દાખલ કર્યું છે. લડાઇના વખતમાં ચાંદી બહુ મોંઘી થઇ. તે વખતે રૂપીઓ પાડવામાં સરકારને સવા રૂપીઆ સુધી ખર્ચ થવા લાગ્યું, તેથી તે વખતે રૂપીઆ અને અઢી રૂપીઆની નોટ પાડી. પાછળથી એમ જણાયું કે ચાંદીના રૂપીઆને અમુક મુદતમાં જેટલો ઘસારો લાગે અને તેનું જે ખર્ચ થાય તેના કરતાં એક રૂપીઆની નોટનું તેટલી મુદતનું ઘસારાનું ખર્ચ વધારે થાય છે. વિશેષમાં લોકોમાં સરકારની શાખ પણ ઘટે છે. તેથી તે છાપવી હવે બંધ કરી છે.

**આવકવેરો:—**

આવકવેરાની શરૂઆત ઇ. સ. ૧૮૬૦માં હિંદી સરકારના પહેલા ખજાનચી સર વિલિયમ જેમ્સે ફક્ત પાંચ વર્ષ માટે કરી હતી, કારણ કે બજાવાને અંતે દેવું વધી ગયું હતું, અને બને તેટલું ખર્ચ ઘટાડ્યાં છતા ખર્ચ માટે જોઇએ તેટલી આવક થઇ ન હતી. ઈ. સ. ૧૮૬૬માં તે વેરો તદ્દન કાઢી નાખ્યો, પણ નાણાંની ભીડને લીધે ફરીથી ઇ. સ. ૧૮૬૯માં તે ફરીથી દાખલ કર્યો. શરૂઆતનાં વર્ષોમાં રૂપીઆ ત્રણસેંથી વધારેની આવક ઉપર તે લેવાતો હતો, તે ધીરે ધીરે વધીને ઇ. સ. ૧૯૦૩માં એક હજાર રૂપીઆ ઉપર કર્યો, અને ઈ. સ. ૧૯૧૯માં રૂપીઆ બે હજાર ઉપર કર્યો છે. વેરાનો દર પણ રૂપીએ બે પાઈ હતો તે પાછળથી ચાર પાઇ કર્યો. ઈ. સ. ૧૯૧૬ના કાયદાથી ૨ થી ૫ હજારની આવક માટે ૫ પાઇ, પાંચથી દશ હજાર માટે ૬ પાઇ, ૧૦ થી ૨૫ હજાર માટે ૯ પાઇ, ૨૫ થી ૫૦ હજાર માટે એક આનો, અને ૫૦ હજારથી વધારેની આવક માટે વેરા ઉપરાંત 'સુપર ટેક્સ' ઇ. સ. ૧૯૧૭થી કાયદાથી લેવાનું ઠરાવ્યું છે, અને તેનો દર ૫૦ હજાર ઉપરાંતને માટે દર પચાસ હજારે અર્ધો આનો વધતો જાય છે. આવકવેરામાંથી આવક ઇ.સ. ૧૮૮૬–૮૭ માં ૧૩૪ લાખ

હતી તે વધીને ઇ. સ. ૧૯૧૮–૧૯માં ૮૪૫ લાખ થઈ છે. સાર્વજનિક સંસ્થાની આવકને આવકવેરો આપવાનો નથી હોતો. તેમજ ખેતીની આવક ઉપર પણ તે નથી લેવાતો અને લશ્કરી નોકરોને રૂપીઆ ૬ હજારથી ઓછો વાર્ષિક પગાર હોય તો તેમને પણ આપવાનો નથી હોતો. આવકવેરો એ એકલો જ સીધો કર પ્રજાને ભરવાનો છે, અને તેથી તે અપ્રિય હતો. પણ હવે તે અપ્રિયતા ધીમે ધીમે ઓછી થતી જાય છે.

ખેતીની આવક ઉપર સરકાર આવકવેરો નથી લેતી તે કાંઇ ખેડુતો તરફ લાગણીને લીધે નથી. ખેડુત જમીનમહેસુલ ભરે છે તે તેની આવક ઉપરનો જ ભારેમાં ભારે કર છે. જમીનમહેસુલનો કર આવકવેરા કરતાં ભારે હોવાથી અને આવકવેરો એક વખત બીજા રૂપમાં ભર્યા પછી ફરી તેની પાસે આવકવેરો લેવો એ ઘણું શરમ ભરેલું છે. ઉલટું આવકવેરા કરતાં જમીનમહેસુલનો દર વધારે રાખી બીજી કોમો કરતાં ખેડુતની વધારે પાયમાલી કરી છે. ખેડુતને બીજો અન્યાય પણ થયો છે. આવકવેરો રૂપીઆ હજારની આવક સુધી બીલકુલ ભરવાનો નથી હોતો, જ્યારે ખેડુતને રૂ. ૧૦૦ આવક થાય તેમાંથી જમીનમહેસુલ ભરવાનું છે. યુરોપ, અમેરિકાનાં કેટલાંક રાજ્યોમાં જેમ આવકવેરો બે હજારથી ઓછી આવકવાળાને નથી ભરવાનો હોતો, તેમ જેને જમીનનું ઉત્પન્ન અમુક રૂપીઆ કરતાં ઓછું આવે તેનું જમીનમહેસુલ ભરવાનું પણ નથી હોતું; પણ આપણા દેશમાં ગમે તેટલી થોડી આવક ખેડુતને આવતી હોય તોપણ મહેસુલ તો ભરવું જ પડે છે. એટલે સરકારને જો ખેડુત માટે લાગણી હોય અને ખેડુતને ન્યાય આપવો હોય તો જમીનમહેસુલનો દર અને વેરાનો દર બન્ને એક જ ધોરણે રાખવાં. પણ સરકાર પોતાના મહેસુલના ભારે દરનો બચાવ કરવા માટે મહેસુલ એ વેરો નહિ પણ ભાડું છે એમ કહે છે. અને જો સરકાર ખરેખર સાચાબોલી જ હોય તો પછી ખેડુતને આવકવેરાના નિયમમાંથી શા માટે બાતલ રાખવો? વસ્તુતઃ વાત

એવી છે કે જમીનમહેસુલ એ ભાડું નહિ પણ કર છે એમ લોકોને ખબર છે, એ સરકારના ધ્યાનમાં છે. એટલે જો આવકવેરો તેમના ઉપર નાખવામાં આવે તો ખેડુતો બેવડો આવકવેરો શા માટે ભરે એવી બૂમ ઉઠે, અને તે વખતે ખેડુતોને જણાવવું પડે કે જમીન તેમની નહિ પણ સરકારની છે, અને મહેસુલ એ જમીનનું ભાડું છે અને પરિણામે પ્રજા સામી થાય. આ જાગ્રતિ પ્રજામાં ન આવે તે ખાતર આ ગોટાળો સરકાર ચલાવે છે.

જકાતઃ—

આપણી જકાતનો ઇતિહાસ, આપણે કેવી રીતે લૂંટાયા અને કેવી રીતે લૂંટાઇએ છીએ તેનો સારો ચિતાર આપે છે. તેમજ નોકરશાહી સરકારના શબ્દોમાં અને કૃત્યોમાં કેટલો ભેદ છે તેની ખબર પડે છે, અને પરિણામે મોડરેટોના જેવો વિશ્વાસ આ સરકારમાં રાખી શકીએ કે કેમ તેનો તોલ કરવાનું જડે છે.

દેશના ઉદ્યોગ અને વેપારને ખીલવવો અથવા તેનો નાશ કરવો એ વગર બોલેચાલે જકાતમાં ફેરફાર કરવાથી બની શકે છે. પરદેશથી આવતો માલ આપણા દેશમાં સહેલાઇથી ઘુસાડવો હોય તો જકાત થોડી રાખવી અને પરદેશી માલને પેસવા ન દેવો હોય તો બારેમાંબારે નાખવી. દેશના માલને ઉત્તેજન આપવા માલ ઉત્પન્ન કરનારને રીબેટ તરીકે અથવા બાઉન્ટી તરીકે અમુક રકમ આપવી. અને તે ઉદ્યોગનો નાશ કરવો હોય તો તેના ઉપર બારેમાં બારે વેરો નાખી દેવો. દુનીઆની બધી પ્રજાઓ આવી યુક્તિ પ્રયુક્તિઓથી પોતાના દેશના ઉદ્યોગ અને વેપારને ખીલવવા અને પરદેશીઓને મારી નાખવા પ્રયત્નો કરી રહી છે. ઇંગ્લેંડની સરકારે પણ આપણા પ્રત્યે તેવી ભેદનીતિ વાપરી છે કે કેમ તે કાપડની જકાતના ઇતિહાસ ઉપરથી જણાય છે.

ઈ. સ. ૧૮૫૮ના બળવાને લીધે ઘણું ખર્ચ થયું હતું. તેને પહોંચી વળવા માટે ઈ. સ. ૧૮૫૯માં પરદેશથી આવતા દરેક માલ

ઉપર ૧૦ ટકા જકાત નાખી અને કેટલાક માલ ઉપર ૨૦ ટકા નાખી, અને બહુ થોડો જ માલ જકાત સિવાય આવી શકે એમ રાખ્યું. પછી એમાં ધીમે ધીમે ફેરફારો કરવા માંડ્યા. ઇ. સ. ૧૮૬૪માં દશને બદલે સાડાસાત કર્યા અને તે ઘટાડીને ઈ. સ. ૧૮૭૫માં ૫ ટકા કર્યા. આ જમાનામાં કુલ જકાતની આવકના ૩/૪ કાપડની જકાતની આવક હતી. અને તે વખતે લેંકેશાયરના કાપડના વેપારીઓએ પાર્લામેન્ટમાં વડા પ્રધાન અને હિંદી વજીર ઉપર એટલું બધું દબાણ ચલાવ્યું કે હિંદી વજીરે અહીંના વાઇસરાય ઉપર કાપડની જકાત કાઢી નાખવા દબાણ કર્યું. વાઇસરાયે જકાત કાઢી નાખવા કરતાં રાજીનામું આપી જવાનું પસંદ કર્યું. એટલે તેની પછી આવતા લૉર્ડ લીટને કાપડની જકાત કાઢી નાખી. પરિણામે જકાતની આવક એટલી બધી થોડી થઈ ગઇ કે થોડી આવક માટે જકાત ખાતું રાખવું એ ઠીક નહિ લાગ્યું, અને તેથી ઇ. સ. ૧૮૭૮ની સાલમાં તદ્દન જકાત કાઢી નાખી. પણ નાણાંની ભીડને લીધે આવકનો બીજો રસ્તો નહિ જડવાથી ફરીથી જકાત નાખવાનું ઇ. સ. ૧૮૮૪માં નક્કી કર્યું. આ વર્ષોમાં જકાત તદ્દન નહિ હોવાને લીધે વિલાયતથી આવતું કાપડ કૂદકે અને ભૂસકે વધ્યું, અને નવી જકાત નાખતી વખતે તે કાપડ ઉપર તો ન જ નખાઇ. પણ વર્ષ આખરે આવક ઘણી જ થોડી થવાથી અહીંની સરકારે પરદેશથી આવતા સૂતર તથા કાપડ ઉપર પાંચ ટકા જકાત નાખવાની રજા માગી. પણ લેંકેશાયરના દબાણને લીધે આ રજા એવી શરતે મળી કે હિંદની મીલોમાં બનતાં સૂતર તથા કાપડ ઉપર પણ તેટલી જ જકાત લેવી. આટલેથી પણ લેંકેશાયરને સંતોષ નહિ થવાથી અને પાર્લામેન્ટમાં તેનું જોર વધારે હોવાથી, વડા પ્રધાન અને હિંદી વજીર ઉપર ઘણું દબાણ કર્યું અને આંકડાઓ આપી તેમને સાબીત કરી દેખાડ્યું કે હિંદની મીલોની સાથે હરિફાઇમાં અમે ટકી શકવાના નથી માટે જકાતના ધોરણમાં ફેરફાર કરવો. તેને લીધે ઇ. સ. ૧૮૯૬ માં

એવો કાયદો કર્યો કે વિલાયતથી સૂતર વગર જકાતે આવે અને ત્યાથી આવતા અને અહીંની મીલમા બનતા કાપડ ઉપર સાડાત્રણ ટકા જકાત રાખવી આવો ઠરાવ ધારાસભામા રજુ કરતી વખતે અહીની સરકારે કારણમા જણાવ્યું કે સૂતર ઉપર જકાત લેવાથી વણકરોને મીલની હરિફાઇમા ઉતરવુ પડે છે અને તેથી તેમનો ધધો તૂટી જાય છે જ્યારે સૂતર ઉપર જકાત નહિ લેવાથી અને ફક્ત કાપડ ઉપર જ રાખવાથી ગરીબ વણકરો પોતાને ઘેર કમાઇ શકશે. આ દિવસથી આપણા દેશમા જે રેટીયા ચાલતા હતા તે બધ થયા, અને મીલનુ સૂતર સસ્તુ મળતા વણકરોએ રેંટીયાનુ છોડી તે વણવા માડ્યુ, અને અહીની બીબીઓએ પણ ફક્ત વણવાનું જ રાખ્યુ એ રીતે લેંકેશાયરનુ સૂતર જયારથી અહીંની બીબી અને વણકરો માટે આવવા લાગ્યુ અને બન્નેને પોતાને માટે જોઇતા સૂતર માટે લેંકેશાયર ઉપર આધાર રાખવાનો થયો. તેથી જ આ જમાનામા કાતનારી કરતા વણનારી બીબીની સંખ્યા પુષ્કળ વધી ગઈ આમ એક કારણ ગરીબોની લાગણીનુ આપ્યુ અને બીજુ પડિતાઇ ભરેલુ એ આપ્યુ કે અમે સ્વતત્રતાને ચાહનાર એટલે વેપાર કરવાને દરેકને સપૂર્ણ છુટ આપવી જોઇએ. આવી બેદરકારી નીતિ ચલાવ નાર સરકારના વચનો ઉપર શો વિશ્વાસ રાખી શકાય ? અને ગમે તેવા તેમના મીઠા વચનો પાછળ શુંયે ઝેર ભર્યુ હશે એ આજે આપણે જાણતા નહિ હોવાથી શકા લાવીએ તો તે ગેરવ્યાજબી નથી આમ સ્વતત્રતાને નામે જુલમ અને અન્યાય આપણા ઉપર વીસ વર્ષ રહ્યો પણ આપણુ કઇ વળ્યુ નહિ તોપણ ગઇ લડાઈ ચાલી તે વખતે વડી ધારાસભાએ નાણાની મદદ હજ્યેરકની સરકારને કરવી એવો ઠરાવ ઇ. સ ૧૯૧૫મા કર્યો. પણ વાર્ષિક ખર્ચ માટે નાણા બે વર્ષ માટે ખુટ્યા તો મદદ કયાથી કરે ? તેથી ઇ સ ૧૯૧૬-૧૭મા સામાન્ય જકાત વધારીને ૫૦ ટકા જેટલી કરી દીધી, ખાંડ ઉપર જકાત જમણી કરી અને આવકવેરો પણ વધારી

દીધો. આ વખતે પણ કાપડ ઉપરની જકાતને અડકી શકાયું ન હતું. આવી રીતે જકાત વધારવાથી ખર્ચ કરતાં આવક ચારેક કરોડ વધી, એટલે ઈંગ્લેંડની સરકારને ૧૦૦ મીલીઅન પૌંડની ભેટ કરી. અને તે વખતે જણાવ્યું કે ભેટ માટે દેવા કરેલી રકમના વ્યાજ પેટે ૪ કરોડની બચત વપરાશે, અને વ્યાજમાં બાકીની ખૂટતી ૫ કરોડની રકમ માટે કાપડની જકાત વધારીને ૩ા ની ૭ા ટકા કરવા રજા આપવી. હિંદી વજીરે રજા આપી. પણ લેંકેશાયરે તેટલી જ જકાત હિંદી મીલોના કાપડ ઉપર કરવા પાર્લામેન્ટમાં ઘણો આગ્રહ કર્યો. અને પાર્લામેન્ટમાં જ્યારે હિંદની ભેટ સ્વીકારવાનો ઠરાવ આવ્યો ત્યારે એમ પણ સૂચવ્યું કે ભેટની રકમ ઓછી કરવી, પણ જકાત ન વધારવી. આગલે વર્ષે હિંદી સરકારે આવક ખર્ચનાં પાસાંનો મેળ બેસાડવા કાપડની જકાત વધારવા માગણી કરેલી, પણ વડા પ્રધાન મિ. એકસ્વીથે ના પાડેલી; આ વખતે વડા પ્રધાન લોઇડ જ્યોર્જ હતો. તેની સામે થવા આ જકાત માટે એકસ્વીથ અને તેની પાર્ટીને લેન્કેશાયરવાળાઓએ બહુ જ સમજાવ્યું, પણ એકસ્વીથે કહ્યું કે ગઈ સાલ તેમણે પોતાનું ખર્ચ પૂરૂં કરવા માટે જકાત વધારવા માગણી કરી હતી, અને તે વધારવા ના પાડી ત્યારે તેમણે બીજી રીતે ગોઠવણ કરી લીધી છે; તેમ કરતાં આવકના બધા રસ્તાનો પૂરેપૂરો ઉપયોગ કરી લીધો છે અને ખર્ચ કરતાં આવક વધારી છે; આ વખતે જકાત વધારવા હિંદી સરકારની જે માગણી છે તે ઈંગ્લેંડને લડાઈમાં મદદ કરવા જેવા સ્તુત્ય કામ માટે છે અને તેથી તેની રજા આપવી. પણ સાથે તેણે ઠરાવમાં ઉમેર્યું કે લડાઈ પૂરી થયા બાદ આ જકાતના સવાલનો ફરીથી વિચાર કરવો. એટલે હિંદે આપેલી ભેટને લીધે લેંકેશાયરનું દબાણ વધુ ન ચાલી શક્યું. લડાઇ પૂરી થતાં જ લેંકેશાયરે પોતાનો સવાલ ઉપાડ્યો. તે વખતે હિંદી સરકારની સ્થિતિ એવી વિકટ બનતી જતી હતી કે તેને મુલતવી રખાયો, એટલું જ નહિ પણ ૭ા ટકાને બદલે ૧૧ ટકા જકાત કરવી પડી, અને

લેંકેશાયરને આ વખતે આશ્વાસન આપ્યું કે ઇમ્પીરીઅલ પ્રેફરન્સનો સિદ્ધાંત હિંદ સ્વીકારશે એટલે તેમને ઘણો લાભ થશે. ત્યાર પછી ગયાં બે વર્ષોમાં કાપડ ઉપરની જકાત અને હિંદની મીલના કાપડ ઉપરની જકાત ૪ ટકા વધારવાનો એટલે પરદેશથી આવતા માલની ૧૫ ટકા અને હિંદમાં બનતા માલની ૭૫ા ટકા જકાત કરવાનો ઠરાવ હિંદી ખજાનચીએ મુકયો હતો. તેનાથી અત્યારે વિલાયતી માલ સાથેની હરિફાઇ કરતું પ્રમાણ ૩ા અને ૧૧નું છે તે ઘટીને ૭ા અને ૧૫નું થાય, અને એ રીતે લેંકેશાયરને રાજી કરી શકાય. બે વર્ષ તો ધારાસભાએ ના પાડી છે. પણ મીઠાનો કર વાઇસરાયે જેમ પોતાની સત્તાથી બેવડો કર્યો તેમ લેંકેશાયરને રાજી કરવા માટે એ કઈ ઘડીએ કરશે એ કહી શકાય નહિ. આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે જકાતની બાબતમાં હિંદને કરેલો અન્યાય જ્યારે ૧૦૦ મીલીઅન પૌંડની બેટ કરી ત્યારે સહેજ સુધર્યો છે. એ હિસાબે બીજા અન્યાયો સુધારવા આપણી પાસે ઇંગ્લેંડ કેટલા બધા પૈસા લેશે તેની ગણતરી કરી લેવી.

જેની પરદેશથી આવતા માલ ઉપર જકાત લેવાય છે તેવી જ પરદેશ જતા આપણા કેટલાક માલ ઉપર લેવામા આવે છે. ચોખા, ગળી, લાખ અને શણ તથા ચ્હા ઉપર તે લેવામાં આવે છે. ચ્હા ઉપરની જકાત, તેનો ઉદ્યોગ અને વેપાર કેમ ખીલે તે માટે ખર્ચવામાં આવે છે, કારણ કે તે ઉદ્યોગ યુરોપીઅનોના હાથમાં છે. ઇ. સ. ૧૯૧૯ માં દેશાવર જતાં કાચાં ચામડાં ઉપર ૧૫ ટકા જકાત નાખી છે. પણ જે ચામડાં બ્રિટિશ સામ્રાજ્યમાં જાય તેને ફક્ત ૫ ટકા જકાત આપવી પડે છે. આનું નામ 'ઇમ્પીરીઅલ પ્રેફરન્સ'. તેથી ઇંગ્લેન્ડનો વેપારી હિંદને પાંચ ટકા જકાત આપી, ચામડાં ખરીદી ઇંગ્લેન્ડ થઇ જર્મની મોકલી શકે, પણ હિંદથી સીધાં જર્મની ચામડાં જાય ત્યારે ૧૫ ટકા જકાત પડે. એટલે હિંદને આવકનું નુકસાન કરી ઇંગ્લેન્ડનો વેપારી નફો મેળવી શકે. આ ઇમ્પીરીઅલ પ્રેફરન્સનો એક લાભ મળવો શરૂ થયો છે. વધુ લાભો શા મળવાના છે તે તો ભવિષ્ય દેખાડશે.

ખર્ચ:—

| ખર્ચખાતાંઓની વિગત. | પાકો હિસાબ ૧૯૧૮-૧૯. | કાચો હિસાબ ૧૯૧૯-૨૦. | અંદાજી આંકડો ૧૯૨૦-૨૧. |
|---|---|---|---|
| મહેસુલ ઉઘરાવ્યાનું ખર્ચ. | ૧૭,૬૮,૦૬,૮૩૦ | ૧૮,૨૪,૪૨,૦૦૦ | ૧૮,૫૩,૫૧,૫૦૦ |
| વ્યાજ ... ... | ૧૨,૧૯,૦૬,૩૫૦ | ૧૩,૪૦,૧૩,૦૦૦ | ૧૨,૨૪,૮૭,૫૦૦ |
| તાર-ટપાલ ... ... | ૫,૯૬,૨૪,૩૧૦ | ૭,૦૮,૭૯,૫૦૦ | ૯,૧૧,૦૨,૫૦૦ |
| ટંકશાળ ... ... | ૪,૫૮,૭૧,૫૦૦ | ૫૩,૪૩,૦૦૦ | ૩૮,૭૩,૦૦૦ |
| રાજ્યવહીવટી ખર્ચ ... | ૩૫,૫૩,૨૩,૨૭૦ | ૩૮,૭૧,૭૫,૦૦૦ | ૩૨,૪૪,૨૫,૦૦૦ |
| દુકાળ ... ... | ૧,૫૦,૦૦,૦૦૦ | ૧,૮૭,૨૧,૫૦૦ | ૧,૫૦,૦૦,૦૦૦ |
| રેલવે ... ... | ૨૧,૫૯,૧૨,૧૩૦ | ૨૧,૮૮,૫૩,૦૦૦ | ૨૨,૮૨,૬૧,૫૦૦ |
| નહેર ... ... | ૫,૬૨,૦૨,૪૩૫ | ૬,૩૪,૬૮,૦૦૦ | ૬,૫૮,૫૬,૦૦૦ |
| જાહેર બાંધકામ ... | ૮,૪૭,૭૮,૦૬૫ | ૧૦,૩૬,૩૫,૦૦૦ | ૧૩.૬૫.૬૧,૫૦૦ |
| રાજ્ય ચલાવવામાં પરચુરણ ખર્ચ. | ૯,૪૩,૯૧,૬૪૦ | ૯,૭૪,૩૩,૦૦૦ | ૧૨,૯૨,૨૦,૫૦૦ |
| લશ્કરી ખર્ચ ... | ૭૦,૨૪,૫૩,૧૫૦ | ૬૦,૧૩,૭૪,૦૦૦ | ૬૨,૨૭,૯૧,૫૦૦ |
| કુલ ... | ૧,૮૮,૬૯૮૫,૩૩૦ | ૨,૧૮,૩૮૩૭,૦૦૦ | ૧,૯૨,૪૯,૩૧૫૦૦ |
| ઉમેરો:— પ્રાન્તિક મદદ ખાતાના. | ૧,૩૧,૫૯,૩૨૫ | ૧,૪૩,૫૯,૫૦૦ | ... |
| બાદ કરો:— પ્રાન્તોએ પોતાની શિલકમાંથી કરેલું ખર્ચ. | ૯,૭૨,૩૬૦ | ૧,૭૫,૭૫,૦૦૦ | ૬,૧૬,૬૫,૦૦૦ |
| કુલ એકંદર ... | ૧,૯૦૬,૧૭૨,૨૯૫ | ૨,૧૮૪,૬૬૧,૫૦૦ | ૧,૯૮૪,૬૬૬,૫૦૦ |
| ખર્ચ કરતાં આવકનો વધારો. | ... | ... | ૩,૭૭,૨૨,૦૦૦ |
| કુલ ... | ૧,૯૦૬,૧૭૨,૨૯૫ | ૨,૧૮૪,૬૬૧,૫૦૦ | ૨,૦૨૨,૩૮૮,૫૦૦ |

રાજ્યકારભાર ચલાવ્યાનું ખર્ચ:—

૧ જમીનમહેસુલ ઉઘરાવ્યાનું ખર્ચ—

કલેક્ટરથી માંડીને તલાટી, મુખી અને ગવણીઆ સુધીના બધા નોકરો એક વા બીજી રીતે જમીનમહેસુલ સંબંધી કામ કરે છે તેનો ખર્ચ આવી જાય છે

૨ રાજ્યવહીવટી ખર્ચ—

રાજ્યવહીવટ ચલાવનાર વિભાગના કમિશનરથી માંડીને વાઇસરાય સુધીના અમલદારોનું ખર્ચ, તેમજ રાજ્યકુટુંબનું કોઇ અહીં આવે તે વખતે થતું ખર્ચ તથા ધારાસભાનું ખર્ચ.

૩ કોર્ટોનું ખર્ચ—

ન્યાય આપવામાં થતું ખર્ચ

૪ પોલીસનું ખર્ચ—

૫ જેલનું ખર્ચ—

૬ ધાર્મિક ખર્ચ—

આપણા દેશમાં જે યુરોપીઅન આપણી નોકરી કરવા આવે છે તેમને તેમના ધર્મોપદેશકો પૂરા પાડવા માટે ખર્ચ થાય છે

૭ વૈદકીય અને આરોગ્યનું ખર્ચ—

૮ બંદરોનું ખર્ચ—

૯ કેળવણીનું ખર્ચ—

કેળવણીના સંબંધી વિગેસ હકીકત સ્વતંત્ર પ્રકરણમાં આપી છે તો પણ ખર્ચના નીચેના આપેલા આંકડા ઉપરથી કેટલોક વિચાર કરવાનું મળે છે. રૂપીઆ લાખમાં આપેલા છે.

| વર્ષ: | ૧૮૮૧–૮૨ | ૧૮૯૧–૯૨ | ૧૯૦૧–૨ | ૧૯૧૧–૧૨ | ૧૯૧૮–૧૯ |
|---|---|---|---|---|---|
| યુનિવર્સિટીની કેળવણી | ૧૮ | ૩૩ | ૪૬ | ૮૭ | ૧૫૯ |
| માધ્યમિક કેળવણી | ૪૮ | ૯૯ | ૧૨૭ | ૨૦૯ | ૩૬૭ |
| પ્રાથમિક " | ૭૬ | ૯૬ | ૧૧૯ | ૨૦૭ | ૩૫૩ |
| ખાસ વિષયોની " | ૯ | ૧૭ | ૨૩ | ૫૪ | ૮૪ |
| વહીવટી ખર્ચ | ૧૭ | ૨૨ | ૨૫ | ૪૮ | ૬૨ |
| મકાનો | ૯ | ૨૨ | ૨૩ | ૯૭ | ૧૪૨ |
| સ્કૉલરશીપ | ૫ | ૭ | ૯ | ૧૩ | ૨૪ |
| પરચુરણ | ૪ | ૮ | ૨૭ | ૭૨ | ૧૦૮ |
| કુલ | ૧૮૬ | ૩૦૪ | ૩૯૯ | ૭૮૭ | ૧૨૯૯ |

આમાંથી ખાસ કેળવણીમાં એટલે ઔદ્યોગિક અને કળાની કેળવણીમાં ફક્ત ૮૪ લાખ જ. ખર્ચાયા છે, જ્યારે બીજી કેળવણીમાં વધારે છે. જે રાજ્ય કેળવણી એવી આપે કે જેથી લોકો પૈસા પેદા કરતાં ન શીખી શકે તે રાજ્યની આગળ જતાં ભયંકર સ્થિતિ ઉભી થાય છે. ખેતીવાડીનું, યંત્રશાસ્ત્રનું, રસાયનશાસ્ત્રનું, વહાણ બાંધવાનું અને એવી બીજી જાતના ઉદ્યોગની તાલીમ આપી સરકાર તૈયાર ન કરે તો બધા માણસો સરકારનો આધાર રાખનાર જ નીવડે. વળી સરકારનાં જે જે ઉદ્યોગનાં ખાતાંઓ ચાલે છે તેમાં પરદેશીઓને ઓછાં ભરવા પડે અને તેથી પણ પ્રજા ઉપરનો બોજો અને સરકારની જવાબદારી ઓછાં થાય.

### ૧૦ શાસ્ત્રીય શોધખોળ વગેરેનું ખર્ચ—

તેમાં ખેતીવાડી ગંબંધી શોધખોળ, રોગો અને તેના ઉપાય શોધવા માટે થતું ખર્ચ તથા મ્યુઝીઅમ વગેરેમાં થતું ખર્ચ.

### ૧૧ મકાન વગેરેનું ખર્ચ—

ગામના ચોરાથી માંડીને દિલ્હીના રાજમહેલો સુધીના ખર્ચનો સમાવેશ થાય છે. સારા વર્ષમા વધારે થાય છે અને શરી વર્ષમા ઓછું થાય છે.

### ૧૨ પોલીટીકલ ખર્ચ—

પોલીટીકલ અને ફોરેન ડીપાર્ટમેન્ટનું ખર્ચ, રેસીડન્ટ, એજન્ટ વગેરેનું ખર્ચ, ગજ્હારી કેદીઓનું ખર્ચ અને રાજ્યના આશ્રિતોનું ખર્ચ.

### ૧૩ પરચુરણ ખર્ચ—

છાપવાનું, સ્ટેશનરી વગેરે, તેમજ વટાવનુ ખર્ચ.

હિંદને માટે ઇંગ્લેંડમાં નીચે જણાવેલી બાબતો ખાતે ખર્ચ થાય છે. (૧) હિંદ માટે ઇંગ્લેંડમાંથી કરેલા દેવાનું વ્યાજ, (૨) વહીવટી ખર્ચ, (૩) સામાન ખરીદી ખર્ચ, (૪) લશ્કરી ખર્ચ (૫) પરચુરણ ખર્ચ.

આ ખર્ચને હોમ ચાર્જીસ કહેવામાં આવે છે. આપણે માટે ઇંગ્લેંડમાં કરેલા દેવાનું વ્યાજ પૌંડમાં આપવું પડે છે. જે પરદેશીઓ આપણા દેશમાં નોકરી કરવા આવે છે તેમનું પેન્શન તથા રજાઓના પગાર પૌંડમાં મોકલવા પડે છે. હિંદી વજીરની ઑફિસનું ખર્ચ મોન્ટ-ફર્ડ સુધારા થયા ત્યાં સુધી બધું અને હવે કેટલુંક આપવું પડે છે. વળી જેટલા પ્રમાણમાં યુરોપીઅન નોકરો અને તેમના પગાર વધારે તેટલા પ્રમાણમાં વિલાયત મોકલવાની રકમ મોટી હોય છે. સ્વ. દાદાભાઇ અને ત્યાર પછી દરેક હિંદી આ રકમને હિંદની લૂંટ તરીકે જ ઓળખાવે છે, કારણ કે તે ગયેલો પૈસો પાછો ફરતો જ

નથી. અને તેથી કરીને દરેક હિંદીનું કહેવું છે કે જ્યાં ન જ ચાલે ત્યાં યુરોપીઅન રાખવા. નહિ તો બધે હિંદી જ રાખવા. થોડા વખત ઉપર નીમાયેલા કમીશનના સભ્ય મી. અબ્દુલ રહીમે જુદી નોંધ લખી હતી કે હિંદી સરકારે ઉપલી નોકરીમાં કેટલા ટકા હિંદીઓ લેવા તે નક્કી કરવાને બદલે કેટલા ટકા યુરોપીઅનો રાખવા તે નક્કી કરવું જોઇએ, કારણ કે હિંદી સરકારના નોકરો તો હિંદી જ હોઇ શકે. વળી યુરોપીઅનોને જેમ બને તેમ ઓછા રોકવાનું કારણ પગાર એકલું જ નથી. તેઓ નોકરી કરી જે અનુભવ અને જ્ઞાન સંપાદન કરે છે, તે પેન્શન ઉપર જતાં હિંદની બહાર જાય છે, અને એ રીતે હિંદીઓને લાભ મળતો નથી. અને નોકરશાહી સરકાર હિંદ પછાત છે એમ દુનીઆ આગળ વગોવે છે. નવા સુધારાથી આમાં ફેર પડશે કે કેમ તે ભવિષ્ય દેખાડે ત્યારે.

આપણો પરદેશો સાથેનો વેપાર ઇંગ્લેંડની મારફત થાય છે તેથી તેનો વટાવખર્ચ પણ વધતો જાય છે. અહીંની સરકારને રેલવે, લશ્કર, વગેરે માટે કરોડો રૂપીઆનો માલ ખરીદવાનો હોય છે. આ બધો માલ ઇંગ્લેંડથી ખરીદાય છે. જો આ માલ હિંદમાં બનાવાય તો હિંદના ઉદ્યોગને ઉત્તેજન મળે. તેમ થતું નથી એટલું જ નહિ, પણ ઇંગ્લેન્ડ સિવાય બીજા દેશોમાંથી સસ્તો મળે ત્યાંથી મેળવવાનું પણ થતું નથી. ગમે તેવો મોંઘો પણ ઇંગ્લેંડથી જ ખરીદાય છે. આ સંબંધી તપાસ કરવા નીમાયેલા કમીશને માલ ખરીદનાર પાસેથી એવી હકીકત બહાર આણી છે કે બીજા દેશો કરતાં ઇંગ્લેંડનો ભાવ દશ ટકા વધારે હોય ત્યાં સુધી ઇંગ્લેંડથી જ ખરીદવાનો નિયમ છે. અને જ્યારે ૫૦ ટકાથી પણ વધારે ભાવ આપી ઇંગ્લેંડથી માલ ખરીદાયાના દાખલા આપ્યા ત્યારે ખરીદનારે કહ્યું કે ઇંગ્લેંડના ઉદ્યોગને ઉત્તેજન આપવા તેમ કરવામાં આવ્યું છે. આમ હિંદને પૈસે હિંદના ઉદ્યોગને ઉત્તેજન ન મળે, પણ ઇંગ્લેંડના ઉદ્યોગોને મળવું જોઇએ એવું કહેતાં ન શરમાનાર તે આપણી નોકરશાહી સરકાર!

સરકારનાં માણસો વિલાયતથી આવ્યા હોય તેમનાં પેન્શન વગેરેનું ખર્ચ તેમ જ હિંદને માટે ગોરા સિપાઇઓની ત્યાં જે ભરતી કરતાં ખર્ચ થાય તે ખર્ચ.

આ હોમ ચાર્જીસ નીચેની રીતે અપાય છે.

હિંદ આયાત કરતાં નિકાસ વધારે માલની કરે છે, અને તેથી પરદેશથી હિંદમાં પૈસા આવવા જોઇએ. પણ વિલાયતમાં હિંદને માટે થતા ખર્ચ પેટે અહીંથી પૈસા મોકલવાના હોય છે. તે હિંદી વજીરને મળે તે માટે ત્યાંના વેપારી પાસેથી રોકડા લઈ અહીંની સરકાર ઉપર હુંડી લખી આપે. તે હુંડી ત્યાંનો વેપારી અહીંના વેપારી ઉપર બીડે, અને તે સરકાર પાસે જઈ વટાવી નાણાં મેળવે. જ્યાં સુધી નિકાસનો આયાત કરતાં વધારો હોમ ચાર્જીસ જેટલો હોય છે ત્યાં સુધી કંઈ અડચણ પડતી નથી. અને જો તે વધારે હોય છે તો હિંદી વજીર વધારે હુંડી લખી હિંદને નામે ત્યાં જમે રાખે છે. પણ જો તે વધારે ઓછો હોય છે તો વિવિધ રસ્તાઓ યોજાય છે અને તેના લાભાલાભ જાણવા એ અત્યારે ભારે હોવાથી મુકી દીધું છે.

૨ દુકાળખર્ચ:—

દુકાળખર્ચની વિગત જુદી આપી છે.

૩ પ્રાંતિક મદદ:—

કેટલાક પ્રાંતોમાં આવક કરતાં ખર્ચ વધુ હોય છે અને કેટલાકમાં ઓછું હોય છે. જે પ્રાંતોમાં ઓછું હોય છે તેમણે વડી સરકારને અમુક રકમ આપવાની હોય છે, અને તે પ્રાંતિક ફાળાના નામથી ઓળખાય છે. અને જે પ્રાંતોને ખર્ચ વધુ હોય છે તેમને વડી સરકાર મદદ આપે છે. તે પ્રાંતિક મદદના નામથી ઓળખાય છે.

૪ લશ્કરી ખર્ચ:—

લશ્કરના સંબંધી ઘણી વિગત જુદી આપી છે તોપણ નીચેની બાબતો ખર્ચને અંગે જાણવા જેવી છે. ઈ. સ. ૧૮૫૮ના બળવાને

અંતે કંપની સરકારે જે દેવા સહિત પાર્લામેન્ટને હિંદ સોંપ્યું હતું તે લડાઇઓનું જ દેવું હતું. અને તે વખતે હિંદની કુદરતી સરહદ આવી જવાથી ભવિષ્યમાં હિંદને નહિ જેવું જ લડવાનું રહે એમ ધારવામાં આવતું. પણ ઇંગ્લેંડની સામ્રાજ્યની મહત્ત્વાકાંક્ષાએ વખતોવખત લડાઇઓ ઉભી કરી અને તેના બોજા હિંદને માથે લદાયેલા આજે જોઇએ છીએ. અફઘાન લડાઇનું કારણ ઇંગ્લેંડની સરકાર જ હતી તોપણ તેનો ૨૨ મીલીઅન પૌંડનો ખર્ચનો બોજો હિંદને માથે આવ્યો છે, તે વધારે દેશ સંપાદન કરવાની ઇંગ્લેંડની ઇચ્છાને લીધે જ. બ્રહ્મદેશની લડાઇ થઇ હતી અને તેનો બોજો પણ હિંદે ઉપાડ્યો છે અને ત્યાં આવક કરતાં રાજ્ય ચલાવવા માટે વધુ જેટલો ખર્ચ થાય છે તે પણ હિંદને જ આપવો પડે છે. તીબેટ ઉપરની ચડાઇ, ટીરાહ ઉપર હલ્લો, વગેરે આ જ હેતુથી ઉપાડેલાં, અને ખર્ચ પણ એ જ રીતે હિંદને ઉપાડવો પડેલો. તે ઉપરાંત પંજાબ અને અફઘાનિસ્તાનની સરહદ ઉપર જે પ્રદેશ છે અને જેના ઉપર કોઇની સત્તા નથી ત્યાં હિંદની સરહદ વધારવા માટે દર સાલ હુમલા અને લડાઇઓ થાય છે, અને તેનો ખર્ચ પણ હિંદ જ ઉપાડે છે. આ બધી લડાઇઓ દેશ વધારવાની ઇંગ્લેંડની સરકારની ઇચ્છાથી થયેલી, તેના ખર્ચના બોજા હિંદે ઉપાડ્યા અને તેમાંથી મળતા લાભો અંગ્રેજોએ લીધા છે. તોપણ તે બધી ચડાઇઓનો લુલો બચાવ હિંદી સરકાર હિંદની સરહદ ઉપર અને હિંદ માટે તે થયેલી છે એમ કરે છે. પણ હિંદની બહારના દેશોમાં હિંદનું લશ્કર મોકલાય, તે વડે જીતાયેલા દેશ ઇંગ્લેંડના થાય અને લડતાં થયેલું ખર્ચ હિંદને માથે લદાય એ ઇંગ્લેંડનો ન્યાય છે. એબીસીનીઆની લડાઇ, બોઅર સાથેની લડાઈ વગેરે આવાં બ્રિટિશ ન્યાયનાં જીવતાં જાગતાં ઉદાહરણો છે. ઇ. સ. ૧૮૫૮ના કાયદાથી એવું ઠરાવ્યું છે કે હિંદની સરહદ બહાર હિંદના લશ્કરનો ઉપયોગ કરવામાં આવે તો તેની ખબર પાર્લામેન્ટને આપવી અને તે લડાઇનો બોજો પાર્લામેન્ટની પરવાનગી સિવાય હિંદને માથે નાખવો નહિ. આ

કાયદાનો પણ ઘણી વખત ભંગ કરવામા આવ્યો છે. વાઇસરાય સર જોન લૉરેન્સે ઇ. સ. ૧૮૬૮ના નવેમ્બરની ૮થીએ લખ્યુ છે કે “બળવા વખતે જે લશ્કર ઇંગ્લેંડની સરકારે મોકલ્યુ હતુ તેનુ પાઈએ પાઈનુ ખર્ચ હિંદની તીજોરીમાથી અપાયુ છે એટલુ જ નહિ પણ ઇ. સ. ૧૮૫૯-૬૦મા હિંદના લશ્કર માટે નામની જે ભરતી ઇંગ્લેંડમા કરી હતી તેના પણ પૈસા હિંદે આપ્યા છે. એટલે એબીસીનીઆની લડાઇમા હિંદને કઇ લેવા દેવા ન હોવાથી તેનુ ખર્ચ હિંદે જરી પણ ન આપવુ જોઇએ.” અને છતા હિંદને તે આપવુ પડયુ છે.

જે લશ્કર હિંદમા રખાય છે તે સરહદ પરનુ રક્ષણ કરી શકે તેટલુ, દેશની અંદર બળવો થાય તો તેને દાબી દઈ શકે તેટલુ અને બ્રિટિશ સામ્રાજ્યમા પણ જ્યારે જોઈએ ત્યારે કામ આવી શકે તેટલુ બધુ રખાય છે અને એ રીતે હિંદને સામ્રાજ્યને માટે પોતાને ખર્ચે ભારે લશ્કર રાખવુ પડે છે. ફરીથી ઇ. સ. ૧૮૫૮ના જેવો બળવો ન થાય તે માટે (૧) ગોરું લશ્કર વધાર્યું, (૨) ગોરા અમલદારો વધાર્યા, (૩) દેશી સિપાઈને ઉપરને હોદ્દે ચડવાનુ બંધ કર્યું, (૪) ગોરા સિપાઇઓ થોડા વર્ષ માટે હિંદમા નોકરી કરવા આવે તેમ રાખ્યુ, (૫) લશ્કરમાથી છુટા થયેલા માણસો એક જગ્યાએ મોટી સંખ્યામા ભેગા ન થાય તે તરફ લક્ષ રાખવા માડયું, (૬) જે રીતે દેશી લશ્કરની ભરતી થાય છે તે જાણે હિંદની વિરુદ્ધની તૈયારી ન હોય તેવી રીતે ભરતી કરવાનું રાખ્યુ. ટુંકામાં નોકરશાહી સરકારની લશ્કરની રચનાનો જેમ જેમ વધુ અભ્યાસ કરીએ તેમ તેમ વધારે માલૂમ પડે છે કે સરકારને હિંદીઓ ઉપર અવિશ્વાસ છે અને તેઓ કાયમને માટે કેમ કરી પકડ રહે તેની વિચારપૂર્વક યોજનાઓ તૈયાર કરી તેનો અમલ કરે છે

## દેવું

સરકારના દેવાની શરૂઆત કંપની સરકારથી થઇ છે. તે દેવાના પૈસા સરકારે પ્રજાના માણસો પાસેથી લઈને તેને સરકારનું દેવુ મટાડી પ્રજાનું દેવું બનાવ્યું છે. ૧૯૨૩ ના માર્ચ આખરે સરકારનું

દેવું ૭૮૧ કરોડ રૂપીઆ થયું છે. તેમાં ૨૨૪ કરોડ રૂપીઆનું દેવું રાજ્યકારભાર ચલાવવા અને લડાઇઓ કરવા માટે કરવું પડેલું છે. અને બાકીનું ૫૫૭ કરોડ રૂપીઆનું રેલવે, નહેર, વગેરે પૈસા કમાનાર ખાતાંઓ માટે કરેલું છે. કમાણી કરવા માટે કરેલા દેવાની રકમ રેલવે વગેરેમાં રોકવાથી ઉપજ આવે છે. પણ પહેલાં જણાવ્યા મુજબ આજ સુધી તેમાં ખોટ ખાતે ઘણા રૂપીઆ જોડ્યા છે તે પાછા વળ્યા નથી. તેમજ અત્યારે જે આવક આવે છે તે ખોટી છે, કારણ કે ઘસારા ખાતે આ ખાતાંઓમાંથી રકમ બીલકુલ કઢાતી નથી.

સરકારે હિંદી પ્રજા પાસેથી દેવા માટે ૪૨૧ કરોડ રૂપીઆ લીધા છે, અને બીજા ૨૪૦ મીલીઅન પૌંડ એટલે ૩૬૦ કરોડ રૂપીઆ ઇંગ્લેંડના લોકો પાસેથી લીધેલા છે. ઇંગ્લેંડ પાસેથી લીધેલા પૌંડનું બ્યાજ આપણે પૌંડમાં જ આપવું પડે છે, તેમજ ત્યાં કાઢેલી બધી હિંદી સરકારની લોનોને આપણા આવકવેરાથી મોકળી રાખવી પડી છે. તેથી આપણને વટાવનું અને આવકવેરાનું નુકસાન થાય છે. બીજું ઇંગ્લેંડમાં લોન કાઢતી વખતે સરકાર ત્યાંના લોકોને વચન આપે છે કે લોનના પૈસાનો મોટો ભાગ ઇંગ્લેંડમાં જ ખર્ચાશે. એટલે આપણે ત્યાંથી લોન પેટે મોટે ભાગે માલ જ ખરીદવો પડે છે, અને તેના ઉંચા ભાવ પણ આપવા પડે છે. વળી જેટલા પ્રમાણમાં ઇંગ્લેંડના લોકોનો સ્વાર્થ વધે, તેટલા પ્રમાણમાં હિંદ સ્વતંત્ર ન થાય, એમ નોકરશાહી જાણે છે અને તેથી અહીં નોકરી કરી ગયેલા અને કરતાઓનો સ્વાર્થ, લેન્કેશાયરના વેપારીઓનો પણ સ્વાર્થ, અને તે ઉપરાંત આ લોન લેનારાઓનો સ્વાર્થ પણ વધાર્યો છે. એટલે ઇંગ્લેંડની ઘણી વસ્તી હિંદની સ્વતંત્રતાને ન ઇચ્છે, અને સ્વતંત્ર ન બનવા દે એમ કર્યું છે.

ચાલુ વર્ષમાં નવી ૧૫ મીલીઅન પૌંડની એટલે ૨૨½ કરોડ રૂપીઆની લોન વિલાયતમાંથી લીધી છે અને હિંદમાંથી પણ ૨૪ કરોડ રૂપીઆની લોન લીધી છે. સરકાર જે નવી લોનો હિંદુસ્તાનમાં

કાઢે છે તે ૬ ટકાની અને આવકવેરાથી મોકળી કાઢે છે, જેથી લોકો આપસઆપસમા ધીરધાર કરવાને બદલે નોકરશાહી સરકારને સલામતીને ધીરે છે જેટલા પ્રમાણમા લોકો સરકારને વધારે ધીરે તેટલા પ્રમાણમા સરકાર ન ત્યાં તે ધીરનારાઓ ઇચ્છે તેથી સરકારે સાત સાત રૂપીઆ જેવી નાની રકમો પણ તેમને ધીરી શકાય તેવી જાળ પાથરી છે અને એ રીતે સરકારે પોતાનુ સ્થાયીપણ સ્થાપવા માડ્યુ છે વળી લોકોનો વિશ્વાસ સરકાર ઉપર દૃઢ થાય, તે માટે પાચ વર્ષે, દશ વર્ષે નાણા આપવાની શરતવાળી લોનો કાઢે છે તેવી કાઢેલી લોનના ૫૬ કરોડ ચાલુ વર્ષમા, ૨૬ કરોડ ૧૯૨૫મા અને ૩૮ કરોડ ૧૯૨૬મા આપવાના થાય છે દેવુ ઓછુ કરવાની પણ નવી રીત કાઢી છે, જેથી લોકોને લોનના પૈસા પાછા આપ્યા સિવાય સરકારનુ દેવુ ઓછુ થઇ શકે છે જુની લોનો ૩, ૩½, ૪½ વગેરે ટકાની હતી. અત્યારે નવી લોન ૬ ટકાની કાઢવાથી જુની લોનના ભાવ ઘટી ગયા એટલે જુની લોન વડે હાલના બજારભાવે નવી લોન ખરીદવાની કરી આપી, સરકાર દેવુ આપ્યા સિવાય દેવુ ઓછુ કરી શકે છે વળી આ નવી લોનો આવકવેરાથી મોકળી રાખવાથી સરકારને ન ધીરનાર ઉપર સરકારના ખર્ચનો બોજો દિવસે દિવસે વધતો જાય છે, અને સરકારને ધીરનાર તે બોજાથી મુક્ત થતો જાય છે

ઉપર જે દેવુ જણાવ્યુ તે ચોકખુ ઉપાડેલુ દેવુ છે, જેના ઉપર વ્યાજ દરસાલ ભરવુ પડે છે પણ તે સિવાય બીજુ ઘણુ દેવુ છે. કાગળનાણુ એ દેવુ જ છે રૂપીઆથી ઓછી કિમતની ધાતુનાણો રૂપીઓ પાડવો એ પણ દેવુ જ છે તેવી રીતે પાડેલા અને પડતા ઓછી કિમતના બીજા સિક્કા પણ દેવુ જ છે તે સિવાય વખતોવખત ત્રણ, ૭ કે નવ માસની હુડીઓ લખી આપવામા આવે છે તે પણ દેવુ જ છે.

---

# આપણી મહાસભા

ઈ. સ. ૧૮૮૪ના ડિસેમ્બરમા મદ્રાસમા થીઓસૉફીકલ સોસાઇટીના વાર્ષિક સમારંભ વખતે ભેગા થયેલા કેટલાક હિંદીઓએ માતૃભૂમિના ઉદ્ધારને માટે કંઇક કરવાનો વિચાર કર્યો. અને ઇ. સ. ૧૮૮૫ના માર્ચમા નક્કી કર્યું કે હિંદના જુદા જુદા ભાગના પ્રતિનિધિઓની એક સભા આવતી નાતાલની રજાઓમા પૂનામા ભરવી. તેને માટે કાઢેલા સરક્યુલરમા જણાવ્યુ હતુ કે (૧) ઇન્ડિઅન નેશનલ યુનીઅનની એક સભા પૂનામા તા ૨૫થી ૩૧મી ડિસેમ્બર ૧૮૮૫ સુધી મળશે (૨) સભા મુબઇ, મદ્રાસ અને બંગાળાના જુદા જુદા ભાગોના પ્રતિનિધિઓની—અંગ્રેજી ભાષાથી પરિચિત રાજકીય નેતાઓની—બનશે. (૩) સભાના ઉદ્દેશો (ક) પ્રજાની ઉન્નતિ માટે કામ કરનાર બધા માણસો એકબીજાના પરિચયમા આવે અને (ખ) નવા વર્ષમા પ્રજાની ઉન્નતિ માટે કરવાના કાર્યો ચર્ચા કરી નક્કી કરે. (૪) સભા દર વર્ષે નાતાલના તહેવારોમા મળશે, અને આવતે વર્ષે કયા મળવુ તે સ્થળ નક્કી કરશે

પણ પૂનામા કોલેરા ચાલવાથી મુબઇમા મહાસભાની પહેલી બેઠક થઇ તેમા ૭૨ પ્રતિનિધિઓ હતા, અને ઊરોક શ્રી. મહાદેવ ગોવિંદ રાનડે જેવા સરકારી નોકરો હોવાથી મિત્રો તરીકે હાજર હતા. પ્રમુખે પોતાના ભાષણમા મહાસભાના ચાર ઉદ્દેશો જણાવ્યા હતા —

(૧) હિંદસામ્રાજ્યના જુદા જુદા ભાગમા દેશને માટે કાર્ય કરનારાઓમા પરિચય અને મિત્રતા વધે

(૨) દેશના હિતેચ્છુઓમા પરસ્પર સહચાર અને મિત્રતાને પરિણામે ધર્મ, જાતિ કે પ્રાંતિક ભેદદૃષ્ટિ નાશ પામે અને રાષ્ટ્રીય એકતાના ભાવો દૃઢ થાય અને પૂર્ણ રીતે ખીલી નીકળે

(૩) હિંદના અગત્યના પ્રશ્નો ઉપર દેશના શિક્ષિત વર્ગની પૂર્ણ ચર્ચાને પરિણામે નક્કી થયેલા મતની નોંધ રાખે.

(૪) પ્રજાની ઉન્નતિ માટે આવતા બાર માસમાં આગેવાનોએ કયે રસ્તે અને કયી રીતિએ કામ કરવું તે નક્કી કરે.

મહાસભાએ પહેલાં ત્રણ કાર્યો કર્યા છે, પણ ચોથું મુદ્દાનું કાર્ય કરવાનું હમેશાં મુલતવી રહ્યું છે. અસહકાર પહેલાં ફક્ત ઠરાવો કરવાનું જ કામ મહાસભાનું હોવાથી હિંદ સમસ્તે તેમાં રસપૂર્વક ભાગ લીધો નહોતો. વળી અંગ્રેજી ભાષા જાણનારની જ સભા હોવાથી તેમાં ખોબા જેટલા જ માણસો રસ લે એ સ્વાભાવિક હતું. પ્રતિનિધિઓ પણ ચુંટાયે વગર ચુંટાયે જતા, અને ભણેલા હોવાને કારણે પ્રતિનિધિ થઇ શકતા. પૈસાદાર માણસો પૈસાને કારણે અને બીજા કેટલાક સામાજિક ઉચ્ચ સ્થિતિને લીધે લોકોના આગેવાનો ગણાતા હતા. પ્રતિનિધિઓમાં જે ચુંટાઇને આવતા તે મોટાં શહેરોમાંથી જ. ચુંટવાનું કામ પણ જે તે શહેરોમાં જે મંડળો હોય તે કરતાં. મહાસભા તરફનાં મંડળો બહુ જ ઓછાં હતાં. બીજી મહાસભામાં પ્રતિનિધિઓ ૫૦૦ હતા. તે વખતે લંડન ટાઇમ્સે મહાસભા સંબંધી લખતાં જણાવ્યું હતું કે સરકારી નોકરી નહિ મળવાથી અસંતોષી બનેલાઓની તે સભા બનેલી છે. તેમને દેશને માટે કંઈ લાગણી નથી. તે વખતના વાઇસરાય લૉર્ડ ડફરીને પણ મહાસભાના કેટલાક આગેવાનોને પ્રજાના પ્રતિનિધિ તરીકે નહિ પણ પ્રતિષ્ઠિત સદ્ગૃહસ્થ તરીકે ગાર્ડનપાર્ટીમાં આમંત્રણ આપ્યું હતું. ત્રીજી મહાસભામાં પ્રતિનિધિઓની સંખ્યા ૬૦૭ થઈ હતી. અને તેથી આ પહેલી વખતે જ વિષયવિચારિણી સભા ભરવામાં આવી. ત્યાર બાદ દર વર્ષે મહાસભાએ કરવાના ઠરાવોનું મુખ્ય કામ આ સભામાં થાય છે. તેમાં ઠરાવો સંબંધી પૂરી ચર્ચા થાય છે અને મહાસભામાં પસાર કરવા માટે મત લેવાય છે. તેમાં નવા ઠરાવો ઉમેરાય છે અને

કેટલાક પાઠો પણ એ ચી લેવાય છે. ટુકામાં કહીયે તો મહાસભાનુ સત્વ વિષયવિચારિણી સભા છે. તેમા નક્કી થયેલા ઠગવોમા કેટકા મહાસભામા ક્વચિત જ ફગય છે

મહાસભાનું બંધારણ ઘડવાને માટે પહેલામા પહેલી સમિતિ ત્રીજી બેઠકમા નીમાઈ હતી. ચોથી બેઠક મળતા પહેલા તે તરફ અંગ્રેજી જાણનાર દરેક હિંદી આકર્ષાયો હતો. અને ત્રણ બેઠકો દરમીયાન થયેલા ઠગવોથી હિંદની નોકરશાહીને પોતાની સત્તા જતી રહેશે એમ લાગવા માડયુ હતું, તેને લીધે ચોથી બેઠક વખતે મહાસભાને ઘણી મુશ્કેલીઓ આવી પડી હતી. જે ઠરાવોને લીવે મુશ્કેલીઓ ઉભી થઈ તે ઠગવોમાના કેટલાક નીચે આપ્યા છે —પહેલી બેઠકમા એક ઠગવ હિદી વજીરની સભા કાઢી નાખવાનો હતો. બીજો ઠગવ હિદી સનદી નોકરોની પરીક્ષા હિદ અને વિલાયતમા એક સાથે જ લેવાનો અને હિદીને અનુકૂળ પડે તે માટે ઉમરની હદ વધારવાનો હતો બીજી બેઠકમા હથિયારબંધીનો કાયદો રદ કરવા અને હિંદી ઓને ઐચ્છિક સૈનિક તરીકે દાખલ કરવાનો ઠરાવ થયો હતો બીજો ઠગવ રેવન્યુ અને ન્યાયખાતાનુ કામ એક જ વ્યક્તિના હાથમા ન રાખતા જુદા જુદા માણસોના હાથમા રાખવ નો હતો. ત્રીજી બેઠકમા ઔદ્યોગિક કેળવણી આપવાની ખાસ કરીને વધુ ગોઠવણ કરવાનો ઠગવ કર્યો હતો આ સિવાય બીજા ઘણા ઠરાવો સરકારના કામના વખાણ અથવા ટીકા કરનારા હતા અને બીજા હકની માગણી ઓના હતા. તે બધા ઠરાવો પુસ્તકનુ કદ વધી જાય એ ભયથી નથી આપ્યા પણ નોકરશાહીથી ટીકા અને માગણી સહન ન થવાથી મહાસભા વિરુદ્ધના મ ડળો સ્થપાયા, અને સરકારી નોકરોએ તેને પૂરતો ટેકો આપ્યો. પ્રજાપક્ષના વર્તમાનપત્રોની જામીનગીરીઓ જપ્ત કરવા માડી અને આગેવાનો પાસે પણ સારી વર્તણૂક માટે જામીનગીરીઓ મગાઈ ખુદ મહાસભાની બેઠક માટે મંડપની જગ્યા ન મળે તેવી ગોઠવણ સરકારે કરવા માડી તોપણ આ વખતે

પ્રતિનિધિઓની સંખ્યા વધીને ૧૨૪૮ થઈ. આ રીતે દમનનીતિથી પ્રજામાં જાગૃતિ વધવા લાગી. મહાસભાએ પણ પ્રતિનિધિએ ભરવાની ફી આ વખતે દાખલ કરી તોપણ ઉત્સાહ વધતો જતો હતો. શ્રી. લાલાજી આ બેઠકમાં પહેલી જ વાર બોલ્યા હતા. અને આ બેઠકમાં પહેલી જ વખત મહાસભાના મંત્રીની નિમણુક થઇ હતી. આજ સુધી મંત્રી તરીકે કામ મી. એ. ઓ. હ્યુમ કરીને એક અંગ્રેજ રીટાયર્ડ સીવીલીયન કરતા હતા. તેમણે તે કામ સુરતની બેઠક સુધી ઘણી મુશ્કેલીઓ વેઠીને કર્યું હતું. મિ. ઍન્ડ્રુઝની માફક અંગ્રેજો તેમના ઉપર હુમલા કરતા તો પણ તેમણે તે કામ છોડયું નથી. પાંચમી બેઠકમાં પ્રતિનિધિઓ ૧૮૮૯ હતા. લોકમાન્ય તિલક અને શ્રી. ગોખલે આ વખતે આગળ પડતા દેખાયા. ચોથી બેઠકમાં દારૂની વધતી જતી બદી અટકાવવા બાબત ઠરાવ કર્યો હતો, તેમજ હિંદુ અથવા મુસલમાનો એકીસાથે અથવા ઘણે ભાગે જે ઠરાવમાં વિરુદ્ધમાં પડે તે ઠરાવ હાથ ન ધરવો એવું નક્કી કર્યું હતું. પાંચમી બેઠકના વખતથી જ મહાસભાએ પોતાનું બંધારણ એવું નક્કી કર્યું કે દર દસ લાખની વસ્તીએ પાંચ પ્રતિનિધિઓ મહાસભામાં રાખવા. મહાસભાના મંત્રીને રૂ. ૫૦૦૦ તાર, ટપાલ, કારકુન વગેરેના ખર્ચ માટે આપવા, તેમજ પ્રાંતિક સલાહકાર તરિકે અક્કેકા આગેવાનનું નામ નક્કી કરવામાં આવ્યું. તેમજ ઇંગ્લેંડમાં મહાસભાનું કામ કરનારી એક સમિતિ નીમવામાં આવી અને ત્યાંના લોકોને હિંદને જોઇતા લાભો સંબંધી સમજાવવા જવા માટે કેટલાક આગેવાનોની નિમણુક કરી, તે માટે ખર્ચના રૂ. ૪૫૦૦૦ મંજુર કર્યા, અને મહાસભાનું પૂરૂં બંધારણ ઘડવાનું આવતી બેઠક ઉપર મુલતવી રખાયું.

આ રીતે મહાસભાએ કાર્ય કરવાની શરૂઆત કરી. છઠ્ઠી બેઠક કલકત્તામાં મળી, ત્યારે ગઇ બેઠકમાં નક્કી કરેલા નિયમને આધારે ૯૯૫ પ્રતિનિધિઓ આવવા જોઇએ તેમાંથી ૭૦૨ આવ્યા હતા,

અને પ્રેક્ષક તરીકે સાતેક હજાર અન્ય જનો હતા. મહાસભાની એક ખાસ બેઠક લંડનમા ભરવી જેને લીધે હિંદીઓની માગણીઓની અગત્ય જાણ ત્યાની પ્રજાને થાય એવો ઠરાવ આ વખતે થયો હતો. ઠરાવો મુકનાર અને તેને ટેકો આપનારઓ ભાષણો કરી તે ઠરાવને સમજાવતા, અને એ રીતે પ્રજાને રાજકીય કેળવણી આપવાનું કાર્ય કરતા. દિલગીરીની વાત એટલી જ હતી કે સભાનુ બધું કામ અંગ્રેજીમા જ ચાલતુ હોવાથી સામાન્ય પ્રજા તે લાભથી વંચિત રહેતી. થયેલા ઠરાવ પ્રમાણે સરકારે કામ ન કર્યું હોય ત્યા સુધી તે ઠરાવ દર સાલ કરવામા આવતો. તે વખતે કરવામા આવતા ભાષણોમા યુરોપીઅનો કે નોકરશાહીએ કરેલા આક્ષેપો વા દોષોના યોગ્ય જવાબો દેવામા આવતા. આમ એક દૃષ્ટિએ રાજકીય કેળવણીનુ, બીજી દૃષ્ટિએ વાગ્વર્ધિની સભાનુ અને ત્રીજી દૃષ્ટિએ દેશહિતનું કાર્ય મહાસભા સાધતી હતી. જે ઠરાવો ઉપર બે ત્રણ વર્ષ સુધી ભાષણો કરી બધુ કહેવાઈ ગયુ હોય અને ચર્ચાઇ ગયુ હોય તેવા ઠરાવો ભેગા કરી એક સમગ્ર ઠરાવ તરીકે મુકવાનું અને તેના ઉપર ઘણુ જ થોડું કહેવાનુ યોગ્ય આ વખતથી ચાલુ કર્યું પહેલી જ વાર એક દક્ષિણી સ્ત્રી પ્રતિનિધિ તરીકે આ બેઠકમા હતી. આ બેઠકમા પસાર કરેલા ઠરાવોને પરિણામે તે વખતના વાઇસરાય લૉર્ડ લેન્સડાઉને જણાવ્યુ હતુ કે મહાસભાનુ કામ રાજકીય છે, પરંતુ તે યોગ્ય કર્તવ્ય બજાવતી હોવાથી સરકારી નોકરોએ તેના તરફ તટસ્થ વૃત્તિ રાખવી જોઇએ.

સાતમી બેઠક મળી ત્યારે પ્રતિનિધિઓની સખ્યા ૮૧૨ હતી. જુદા જુદા પ્રાંતના કેટકેટલા પ્રતિનિધિઓ દરેક વખતે હતા તે આપેલા પરિશિષ્ટ ઉપરથી જણાશે અને તે ઉપરથી વિચારી શકાશે કે બેઠકના સ્થળથી દૂરના પ્રતિનિધિઓ હમેશા થોડા જ આવતા, અને પ્રેક્ષકો તો બેઠક જે પ્રાંતમા હોય ત્યાના જ હતા. દર વર્ષે જુદે જુદે સ્થળે બેઠક રાખવાનુ કારણ પણ લોકમત કેળવવાનું જ

હતું. એટલે મહાસભાને એક બાજુ લોકમત કેળવવો રહ્યો, બીજી બાજુ નોકરશાહીના ઉસ્તાદી આક્ષેપોના રદીયા આપવા રહ્યા, અને ત્રીજી બાજુ વિલાયતનો લોકમત કેળવવાનો હતો; કારણ કે જે લાભો હિંદને સુધારા દ્વારા મળતા તે સુધારા પાર્લામેન્ટ અને છેવટે અંગ્રેજ લોકો પાસેથી જ મળવાના હતા. તેથી કેટલાક ભલા અંગ્રેજો જેવા કે મી. ચાર્લ્સ બ્રાડલો, મી. ગ્લેડસ્ટન, મી. યુલ, સર વીલીયમ વેડર્બર્ન, મી. કેઇન, વગેરે વગેરે આપણા તે વખતના નેતાઓને ઘણી મદદ કરતા હતા. તેમણે વિલાયતમાં બ્રિટિશ કૉંગ્રેસ કમિટી સ્થાપી હતી. તે ત્યાંનો લોકમત કેળવવા માટે એક અઠવાડિક પત્ર ચલાવતી હતી, અને પાર્લામેન્ટમાં હિંદને માટે રસપૂર્વક ભાગ લેતી હતી. આ પેપરની ખોટ ખાતે તેમ જ અન્ય ખર્ચ માટે હિંદમાંથી ૪૦ થી ૪૫ હજાર રૂપીઆ દર વર્ષે મોકલવામાં આવતા હતા. આઠમી બેઠક અલ્હાબાદમાં મળી તે વખતે વધતા જતા લશ્કરી ખર્ચ માટે વિરોધ ઉઠાવ્યો હતો. ઇ. સ. ૧૮૯૩માં મળેલી નવમી બેઠકમાં ટંકશાળમાં રૂપીઆથી ઓછી કિંમતના ચાંદીના રૂપીઆ પાડવા સામે, તેમ જ હિંદમાં નોકરી અર્થે આવેલા યુરોપીઅન તથા યુરેઝીયનોને એક્સચેન્જ કૉમ્પેનસેશન એલાઉન્સ આપવાના ઠરાવ સામે અને વેરની સામે ઠરાવો કરી વિરોધ દર્શાવ્યા હતા. દશમી બેઠક મળી ત્યારે પ્રતિનિધિઓની સંખ્યા ઠરાવેલા ધોરણથી વધીને ૧૧૬૩ થઇ ગઇ હતી, અને મહાસભાનું બંધારણ નક્કી થયું નહોતું તેથી પૂનાની કૉંગ્રેસ કમિટીને તે બંધારણનો કાચો ખરડો બીજી કૉંગ્રેસ કમિટીઓના અભિપ્રાયો સાથે આવતી મહાસભામાં રજુ કરવાનું સોંપાયું. તેમ જ દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓ વિરુદ્ધ થયેલા કાયદાઓને અટકાવવા માટે શહેનશાહને સહી ન કરવા માટેની પ્રાર્થનાનો ઠરાવ થયો હતો. આ દિવસો pray, petition અને protest ના હતા. સરકાર જે કંઈ કાર્ય કરે તે અટકાવવા માટે ઉપલા

અધિકારીને પ્રથમ પ્રાર્થના (Pray) થતી, તેથી કંઇ ન વળે તો પછી અરજી (petition) કરવામા આવતી, અને તો પણ જે માગવામા ન આવે તો કરેલા કાર્ય સામે ઠરાવ કરી વિરોધ (Protest) જાહેર કરવામા આવતો અને એમ ધારવામા આવતું કે વિરોધની નૈતિક અસર વિચાર વાન અંગ્રેજો ઉપર થશે, અને તેઓ માર્ગે રસ્તો લેશે. અગીઆર, બાર, તેર અને ચૌદમી બેઠક દરમીયાન ઠરાવો થયે જતા હતા, પણ નોકરશાહીને તેની અસર થોડી જ થતી હતી. જે ઠરાવો પ્રમાણે કરવામા નોકરશાહીને નુકસાન ન જાય અથવા કર્યા વિનાય ન જ ચાલે તે ઠરાવો પ્રમાણે કરવામા આવતુ બાકીની બાબતો તરફ દુર્લક્ષ ચાલતુ હતુ વળી દિવસે દિવસે અંગ્રેજી જાણનારની સખ્યા વધતી જતી હતી, અને ઉછરતુ જુવાનીયુ લોહી હરીલી સરકાર સામે ઘડીએ ઘડીએ ઉકળી જતુ હતુ પણ મહાસભાના વૃદ્ધ નેતાઓ કે જેમનુ લોહી ઠડુ હતુ, જેમણે જુના દિવસો નજરે જોયા હતા તે શાંતિથી અને સ્નેહથી કામ લેવાનુ કહેતા હતા. તેઓ નવા આવતા મોટા ઑફિસરોને માનપત્ર આપી સારા કામો કરવાની આશા રાખીએ છીએ એમ કહી સારા કામો કરવાનો પાઠ શીખવતા કે જેથી તે ખોટુ કામ કરતા શરમાય. પદરમી બેઠક વખતે મહાસભા નુ બધારણ પસાર થયુ તે નીચે મુજબ છે—

(૧) હિંદસામ્રાજ્યના લોકોનુ હિત અને સ્વાર્થ સધાય તે માટે ધારાધોરણની રીતિએ કામ કરવાનો હિદી મહાસભાનો ઉદ્દેશ છે.

(૨) સામાન્ય રીતે નક્કી કરેલ સ્થળે અને વખતે વર્ષમા એક વખત સભા મળશે પરતુ જરૂર પડે તો વખત અને સ્થળ એ બન્ને કે બેમાથી એક ફેરવવાની સત્તા ઑલ ઇન્ડિઆ કૉંગ્રેસ કમિટીને આપવામા આવે છે અને ખાસ બેઠક બોલાવવાની સત્તા પણ તેને આપવામા આવે છે

(૩) મહાસભાની બેઠક પ્રતિનિધિઓની બનશે, જેઓ રાજકીય કે અન્ય મંડળો તરફથી આવશે અથવા લોકોની સામાન્ય સભામાં ચુંટાયેલા હશે.

(૪) ઑલ ઇન્ડિઆ કૉંગ્રેસ કમિટી મહાસભાનું બધું કામકાજ કરશે. તેમાં ૪૫ સભાસદો આવશે. તેમાં નીચે જણાવ્યા પ્રમાણે ૪૦ સભાસદો નીચે જણાવેલા વિભાગોમાંથી ચુંટાઇને આવશે, અને તેઓ મહાસભાની સામાન્ય બે બેઠકોની વચ્ચે સભાસદ તરીકે રહેશેઃ—

| | | | |
|---|---|---|---|
| બંગાળા | ૮ | પંજાબ | ૪ |
| મુંબઈ | ૮ | વરાડ | ૩ |
| મદ્રાસ | ૮ | મધ્ય પ્રાંતો | ૩ |
| સંયુક્ત પ્રાંતો | ૬ | | |

(૫) ઑલ ઇન્ડિઆ કૉંગ્રેસ કમિટી સામાન્ય રીતે વર્ષમાં ત્રણ વખત યોગ્ય લાગે તે સ્થળે મળશેઃ—(૧) બેઠક પછી તરત, (૨) જુન અને ઑક્ટોબર વચ્ચે, (૩) અને બેઠક પહેલાં.

(૬) ઑલ ઇન્ડિઆ કૉંગ્રેસ કમિટીને એક ઓનરરી સેક્રેટરી, અને બીજો પગારદાર સેક્રેટરી તેમજ જોઇતા કારકુન વગેરે માટે ખર્ચના રૂ. ૫૦૦૦) આપવામાં આવશે. જેમાંની અડધી રકમ જ્યાં બેઠક થઇ હોય ત્યાંની સ્વાગત સમિતિ આપશે, અને બીજી અડધી રકમ જ્યાં બેઠક ભરાશે ત્યાંની સ્વાગત સમિતિ પૂરી પાડશે. મહાસભા અને ઑલ ઇન્ડિઆ કૉંગ્રેસ કમિટીનો મંત્રી એક જ શખ્સ રહેશે.

(૭) દરેક ઇલાકા અને પ્રાંતનાં રાજધાનીનાં સ્થળોએ પ્રોવિન્સિયલ કૉંગ્રેસ કમિટીઓ સ્થપાશે. તેઓ પોતાના પ્રાંતમાં બ્રિટિશ રાજ્યની કદર કરવાના અને તેની જણાતી ખોડો ધારાધોરણની રીતિએ દૂર કરવાના ધોરણ ઉપર પ્રજાને રાજકીય કેળવણી આપવાનું કામ કરશે. તેઓ મહાસભાના એજન્ટ તરીકે પોતાના પ્રાંતમાં કામ કરશે, અને તેને માટે પ્રાંતિક પરિષદો જેવી સભાઓ ભરશે, અને બીજાં

કાર્યો તે ઑાલ ઇન્ડિઆ કૉંગ્રેસ કમિટીની સલાહે લઇને કરશે. વર્ષને અંતે કરેલા કામનો રીપોર્ટ તેમણે ઑાલ ઇન્ડિઆ કૉંગ્રેસ કમિટીને કરવો જોઇશે.

(૮) પ્રમુખની પસંદગી, ઠરાવોનો કાચો ખરડો અને મહાસભાની બેઠકના અંગનું બીજુ બધું કાર્ય મહાસભા સમિતિ કરશે. તેમજ મહાસભાની ઇચ્છાનુસાર પ્રતિનિધિઓની ચુંટણીના નિયમો, વક્તાઓની પસંદગી અને મહાસભાની બેઠકનું કામકાજ તે સમિતિ કરશે.

(૯) દરેક પ્રાંતિક સમિતિઓ પોતપોતાને જરૂરના ધારાધોરણો ઘડી લેશે. પણ તે ધારાધોરણો તેમણે મહાસભાસમિતિ પાસે મંજુર કરાવવાં જોઇશે.

(૧૦) મહાસભાનો સ્વાર્થ સચવાય તે માટે ઇંગ્લેંડમાં એક બ્રિટિશ કૉંગ્રેસ કમિટી રાખવામાં આવશે. તેને માટે જોઇતું ખર્ચ મહાસભા મંજુર કરશે, અને મહાસભાસમિતિ યોગ્ય લાગે તે રીતે તે રકમ એકઠી કરી મોકલી આપશે.

(૧૧) મહાસભાસમિતિ, મહાસભાનું કાર્ય બરોબર ચાલે તે માટે કાયમ ફંડ ઉભુ કરવા યોગ્ય પગલાં લેશે, અને તે ફંડ દરેક પ્રાંતનો એક એમ સાત ટ્રસ્ટીઓના નામ ઉપર વ્યાજે મુકવામા આવશે.

ઉપરના બંધારણમા ૪૦ સભાસદો ચુંટાઇને આવવાના હતા, અને બાકીના પાંચ નીચે જણાવેલા નીમાયા હતાઃ—

(૧) શ્રી. ડબ્લ્યુ. સી બેનરજી
(૨) શ્રી. સુરેન્દ્રનાથ બેનરજી
(૩) શ્રી. પી. આનંદ ચાર્લુ
(૪) શ્રી. ફીરોજશાહ મહેતા
(૫) શ્રી. સુધોલકર

સોળમી બેઠક વખતે બંધારણની ચોથી કલમમાં ફેરફાર કરવામાં આવ્યો કે મહાસભાસમિતિમાં ચુંટાયેલા ચાલીસ સભાસદો ઉપરાંત

મહાસભાની ગત બેઠકોના પ્રમુખો, નવી બેઠકના જે દિવસથી ચુંટાય તે દિવસથી ચુંટાયેલા પ્રમુખ, મહાસભાનો મંત્રી અને ઉપમંત્રી, સ્વાગત સમિતિનો પ્રમુખ અને મંત્રી. એ વધારાના સભાસદો હોદ્દાની રૂએ સમિતિના સભાસદો બનશે. અને ચાલીસ સભાસદો નીચે પ્રમાણે ચુંટાઇને આવશેઃ—

| | | | |
|---|---|---|---|
| બંગાળા | ૭ સભાસદો | પંજાબ | ૬ સભાસદો |
| મુંબઇ | ૭ ,, | વરાડ | ૩ ,, |
| મદ્રાસ | ૭ ,, | મધ્ય પ્રાંતો | ૩ ,, |
| સંયુક્ત પ્રાંતો | ૭ ,, | | |

તે ઉપરાંત એક ઔદ્યોગિક સમિતિ ચાલીસેક સભ્યોની અને કેળવણી સમિતિ પણ તેટલા જ સભ્યોની નીમી હતી. પણ વર્ષ દરમીયાન તે સમિતિઓએ શું કામ કર્યું તે જણાયું નથી.

સત્તરમી બેઠક કલકત્તામાં ભરાઇ ત્યારે નવીન ઠરાવ પસાર કર્યો કે પ્રીવી કાઉન્સિલમાં હિંદીઓના કેસોની સુનાવણીમાં સારા આહોદ્દા અને પ્રખ્યાત હિંદી વકીલોને પ્રીવી કાઉન્સિલર તરીકે નીમવા.

અઢાર, ઓગણીસ અને વીસમી બેઠકો ભરાઇ, અને મહાસભાનું કામ ઠરેલા ધોરણે ચાલવા લાગ્યું. પણ લોર્ડ કર્ઝનના વહીવટે અને શબ્દોએ પ્રજામાં અસંતોષ વધારવા માંડયો. તેણે સ્પષ્ટપણે કહી દીધું કે તમે વાગ્ધર્મની સભામાં હજુ બોલતાં શીખો છો. રાજ્યનીતિમાં હજુ શીખાઉ બાળક છો અને ઢંઢેરા કે અપાયેલાં વચનો એ કાગળના ટુકડા છે. વીસમી બેઠકમાં ટીબેટ ઉપર કરેલી ચડાઇને વખોડનારો ઠરાવ પણ કર્યો. એકવીસમી બેઠક કાશીમાં ભરાઇ ત્યારે શ્રી. ગોખલેજીને પોતાના ભાષણમાં જણાવવું પડ્યું કે "Good-bye to all hope of co-operating in any way with the bureaucracy in the interests of the people." દિવસે દિવસે ઉછળતું જુવાનીયું લોહી દમનનીતિથી વધુ ને વધુ

ઉછળવા લાગ્યુ, જ્યારે ઠંડા લોહીના વૃદ્ધ નેતાઓ તેમને ઉછાંછળાવેડા ન કરવા અને કુનેહથી કામ લેવા સમજાવતા હતા આમ ગરમ અને નરમ એમ બે પક્ષ મનાતા ચાલ્યા. બાવીસમી બેઠક વખતે મહાસભાએ ઠરાવ કર્યો કે સંસ્થાનોના જેવુ સ્વરાજ્ય હિંદને ક્રમેક્રમે ધીમે ધીમે આપવુ આમ જે મહાસભાનો પ્રથમ ઉદ્દેશ આગેવાનોનો અરસપરસ પરિચય વધારવાનો હતો, પછી રાજ્ય ની ખામીઓ દૂર કરવાનો હતો, તે વધીને સ્વરાજ્યનો થવા લાગ્યો બીજો ઠરાવ સુધારણામા ફેરફારના સબંધમા એક વર્ગ માટે અનુભવ લેવા પૂરતો હતો પણ બીજે વર્ષે નાગપુરમા બેઠક ભરવાની હતી તેને બદલે સુરત ભરાઇ તેમા ગરમ અને નરમ એમ બે જબરા પક્ષ પડ્યા, અને તેથી બેઠકમા ભંગાણ પડ્યુ પરિણામે વૃદ્ધ આગેવાનોએ એક જાહેરાત બહાર પાડી કે આપણો ઉદ્દેશ "સ્વરાજ્ય ભોગવતા બ્રિટિશ સસ્થાનો જેવુ સ્વરાજ્ય પ્રાપ્ત કરવાનો, અને બ્રિટિશ સામ્રાજ્યમા સરખા ભાગીદાર બનવાનો છે ખાસ કરીને ધારાધોરણ ની રીતિએ કામ કરીને, હાલના રાજ્યસુધારણામા ક્રમેક્રમે ફેરફાર કરીને, પ્રજામા સપ દાખલ કરીને, પરમાર્થ વૃત્તિને પોષીને, અને સામાન્ય જનસમૂહની સ્થિતિ સુધારીને મહાસભાનો આ ઉદ્દેશ પાર પાડવાનો છે" જેમને આ બધુ માન્ય હોય તેમણે સભાના નિયમોને આધીન થઇને ચાલવુ જોઇશે

૯૦૦ પ્રતિનિધિઓએ મહાસભાનો આ ઉદ્દેશ અને રીતિ કબુલ કરવાની સહીઓ આપી, અને તેથી તેમની સભા બોલાવી તેમા સુધારણ ઘડનારી કમિટી નીમવાનો ઠરાવ કરી તે સભા બરખાસ્ત કરી આ વખતે જે લોકો ગરમ પક્ષના હતા તે જુદા પડી ગયા તેમનુ કહેવુ હતુ કે જે સરકાર આપણને હિસાબ મા ન ગણે તેની સામે થવુ એ આપણો ધર્મ છે, અને સરકારને અસર થાય તેવુ કાર્ય આપણે અવશ્ય કરવુ જ જોઇએ. તે વિના સરકારને આપણા હકોની અસર થવાની નથી કેટલાક સરકારની

સામે લડવાના, ઠરાવો કરવાના વગેરે વગેરે વિચારના માણસો પણ ગરમ પક્ષમાં હતા. બંધારણ માટે નીમાયેલી કમિટીએ જાહેરાતમાં જણાવેલો ઉદ્દેશ અને રીતિને બંધારણમાં દાખલ કરી અને વધારામાં ઉમેર્યું કે દરેક પ્રતિનિધિએ ઉદ્દેશ અને તે પાર પાડવાની રીતિ તેને કબુલ છે એવું લખી આપવું જોઇશે. ત્યાર બાદ સુરતમાં બંધ રહેલી ત્રીસમી બેઠક મદ્રાસમાં થઈ અને ત્યારથી પાછું મહાસભાનું કામ નિયમિત ચાલવા લાગ્યું. ચોવીસમી બેઠકમાં મિન્ટો–મોર્લી સુધારાની યોગ્ય કદર કરનારો અને ખામીઓ દર્શાવનારો ઠરાવ કર્યો. પચીસ, છવીસ, સત્તાવીસ, અઠ્ઠાવીસ અને ઓગણત્રીસમી બેઠકો નિયમિત રીતે ભરાઇ. તેમાં ઠરાવો થયા, ભાષણો થયાં અને નોકરશાહીને જે કંઈ ઠીક લાગ્યું તે હિંદને આપ્યું. પણ ગરમ પક્ષ મહાસભાથી જુદો પડી ગયો, એટલે સરકારે તેને છિન્નભિન્ન કરવામાં બાકી ન રાખી. જુલમ થયો અને નરમ કે વિનીત પક્ષના માણસોની ટીકાઓને સાંભળી ન સાંભળી કરી પોતાનું રાજ્ય સરકારે ચલાવ્યું.

ત્રીસમી બેઠક સર સત્યેન્દ્રપ્રસન્ન સિંહના પ્રમુખપણા નીચે મુંબઇમાં થઈ. તેમાં મહાસભાનું બંધારણ કેટલાક ફેરફારો સાથે નક્કી થયું. સુરતમાં ભંગાણ પડયા પછી જે ઉદ્દેશો રાખ્યા હતા તે જ રાખ્યા. પણ ઑલ ઇન્ડિઆ કૉંગ્રેસ કમિટીમાં નીચે પ્રમાણે સભાસદો ચુંટાઇને આવે તેમ નક્કી કર્યું:—

| | | | |
|---|---|---|---|
| મદ્રાસ | ૧૫ | મધ્ય પ્રાંતો | ૭ |
| મુંબઇ | ૧૫ | બિહાર અને | |
| બંગાળા | ૨૦ | ઓરિસ્સા | ૧૫ |
| સંયુક્ત પ્રાંતો | ૧૫ | વરાડ | ૫ |
| પંજાબ | ૧૩ | બ્રહ્મદેશ | ૨ |

કુલ ૧૦૭

તેમનામાંના ⅕ બનતાં સુધી મુસલમાન હોવા જોઇએ.

ઓછામાં ઓછા વીસ સભાસદોની સહીથી ઑલ ઇન્ડિઆ કૉંગ્રેસ કમિટીની સભા બોલાવવાની અરજી આવે તો સભા બોલાવવી જ જોઇએ એમ નક્કી કર્યું.

વિષયવિચારિણી સભાના સભાસદો દરેક પ્રાન્તમાંથી નીચે મુજબ ચુંટાઇને આવવા જોઇએ —

| | |
|---|---|
| ઑલ ઇન્ડિઆ કૉંગ્રેસ કમિટીના | ૧૦૭ |
| બ્રિટિશ કૉંગ્રેસ કમિટીના | ૫ |
| જે પ્રાંતમાં બેઠક થાય તે પ્રાંતના વધુ | ૧૦ |
| કુલ | ૧૨૨ |

આ બંધારણમાં જેવી કલમ નીચે મુજબ છે.

(૧) બધા પ્રાન્તના સર્વાનુમત સિવાય મહાસભાના ઉદ્દેશોમાં સુધારો, વધારો અથવા ફેરફાર કરી શકાશે નહિ.

(૨) અને બંધારણની બાકીની કલમોમાં ફેરફાર કરવો હશે તો પ્રાંતોના ૩/૪ મતથી ઓછા મતે નહિ થઇ શકે. તેમજ ફેરફાર વિષયવિચારિણી સભાએ મંજુર કર્યા સિવાય મહાસભાની બેઠકમાં લાવી શકાશે નહિ

બ્રિટિશ કૉંગ્રેસ કમિટીના ખર્ચ માટે પ્રતિનિધિઓની બધી ફી અલગ રાખવાનું અને ઑલ ઇન્ડિઆ કૉંગ્રેસના વાર્ષિક ખર્ચ માટે દરેક વર્ષે દરેક પ્રાંત પાસેથી અમુક ફાળો લેવાનું વખતોવખત ઠરાવવાનું રાખ્યું.

પ્રતિનિધિની ફી રૂ. ૧૦, છુટા કૉંગ્રેસ કમિટીના સભાસદની વાર્ષિક ફી રૂ. ૧ અને પ્રાંતિક કૉંગ્રેસ કમિટીના સભાસદની વાર્ષિક ફી રૂ. ૫ ઠરાવવામાં આવી.

૩૧ મી બેઠક લખનૌમાં બાબુ અમ્બિકાચરણ મજમુદારના પ્રમુખપણા નીચે થઇ. તેમાં પ્રતિનિધિઓની સંખ્યા ૨૩૦૧ થઇ હતી. આ સ્થળે જ સુરતથી જુદા પડેલા ગરમ પક્ષના માણસો લોકમાન્ય તિલકની સરદારી નીચે મહાસભામાં જોડાયા. હિંદુ મુસલમાન ઐક્યનો પાયો અહીંથી જ શરૂ થયો. યુરોપના મહાન વિગ્રહની શરૂઆતથી મહાસભાએ માગણીઓના અગત્યના ઠરાવો કરવા માંડ્યા હતા. આપણને લશ્કરી તાલીમ અને લશ્કરમાં કમીશન મળે. એમ માગવામાં આવ્યું. સંસ્થાનો જેવા સ્વરાજ્યની માગણી પણ કરી. ગીરમીટીઆ પદ્ધતિ બંધ કરવા, હિંદરક્ષણના કાયદાના આધારે દેશપાર કરવાનું બંધ કરવા અને છાપખાનાંઓ ઉપરના અંકુશને દૂર કરવા માગણી કરી હતી. ત્યારબાદ ૩૨મી બેઠક કલકત્તામાં મિસિસ એની બેસન્ટના પ્રમુખપણા નીચે થઇ. તે દરમીયાન હોમરૂલ લીગની શાખાઓ સ્થળે સ્થળે સ્થપાઇ, અને તેને પરિણામે અંગ્રેજી ભાષા નહિ જાણનાર લોકો પણ રસ લેતા થવા લાગ્યા. માતૃભાષાઓમાં છપાઇને નાનાં ચોપાનીયાં મફત યા જુજ કિંમતે પ્રજામાં ફેલાયાં એટલે પ્રજામાં જુસ્સો વધ્યો, અને તેથી કલકત્તાની બેઠકમાં પ્રતિનિધિઓની સંખ્યા ૪૯૬૭ થઇ. તેમાં હિંદની મુલાકાતે આવતા મિ. મોન્ટેગ્યુને આવકાર આપવામાં આવ્યો હતો અને વિલાયતની પ્રજાને હિંદની પ્રજાની માગણીઓ સમજાવવા એક ડેપ્યુટેશન મોકલવાનું નક્કી કરવામાં આવ્યું હતું. વળી અલી બિરાદરો અને અર્જુનલાલ શેઠી વગેરે શંકાને લીધે કેદ ભોગવતા હતા તેમને છોડવાની પણ માગણી કરી હતી.

ઑલ ઇન્ડિઆ કૉંગ્રેસ કમિટીનું બંધારણ હવે પછીને માટે નીચે મુજબ નક્કી કરવામાં આવ્યું, જેને લીધે કૉંગ્રેસમાં રાજકીય વિભાગોમાંથી ખસી કુદરતી વિભાગોના સિદ્ધાન્તનો સ્વીકાર કરવામાં આવ્યો છે તે જણાશેઃ—

| | | | |
|---|---|---|---|
| મદ્રાસ | ૧૪ | બ્રિટિશ રજપૂતાના, દિલ્હી, અજમેર અને મેરવાડ | ૫ |
| આંધ્ર | ૬૧ | પંજાબ | ૨૦ |
| મુંબઈ | ૨૦ | મધ્ય પ્રાંતો | ૧૨ |
| સિંધ | ૫ | બિહાર | ૨૦ |
| બંગાળા | ૨૫ | વરાડ | ૬ |
| સંયુક્ત પ્રાંતો | ૨૧ | બ્રહ્મદેશ | ૫ |

કુલ ૧૬૮

મિ. મોન્ટેગ્યુએ હિંદની મુલાકાત લઈ વિલાયત ગયા પછી સુધારાની યોજનાનો ખરીતો બહાર પાડ્યો. તેના ઉપર વિચાર અને ચર્ચા કરવા માટે ૧૯૧૮ના સપ્ટેમ્બરમાં ખાસ બેઠક મિ. સૈયદ હસન ઇમામના પ્રમુખપણા નીચે મળી. આ બેઠકમાં પ્રતિનિધિઓ ૩૮૯૫ હતા. તેમાં દરેક પ્રાંતના સારી સંખ્યામાં હતા. તેમાં તેમણે મોન્ટ-ફર્ડ સુધારાની યોજનાના રિપોર્ટ ઉપર વિગતવાર વિચાર ચલાવ્યો અને તેના વિચારો પાર્લામેન્ટ આગળ રજુ કરવા એક ડેપ્યુટેશન મોકલવાનું નક્કી કર્યું. પણ પાસપોર્ટ નહિ મળવાથી ૩૩મી બેઠક દિલ્હીમાં પંડિત મદન-મોહન માલવીયના પ્રમુખપણા નીચે મળી તે પહેલાં જઇ શક્યું નહિ. પણ હોમરૂલ લીગ જેવાં જુદાં જુદાં મંડળોએ પોતાનાં ડેપ્યુટેશનો મોકલ્યાં હતાં. આ બેઠકમાં સુધારાના સંબંધના કેટલાક ઠરાવો હતા. રોલેટ કમિટીના રિપોર્ટને યોગ્ય શબ્દોમાં વખોડવામાં આવ્યો હતો. બ્રિટિશ સામ્રાજ્યનાં સંસ્થાનોમાં હિંદીઓને સરખા હક મળે તેની માગણી કરવામાં આવી હતી. સુલેહ પરિષદમાં હિંદનો ચુંટાયેલો પ્રતિનિધિ જવો જોઇએ તે જણાવ્યું હતું, અને લોકમાન્ય તિલકને તેવા પ્રતિનિધિ તરીકે ચુંટ્યા હતા. અને બ્રિટિશ કૉંગ્રેસ કમિટીના કામ માટે એક સૂચના કરવામાં આવી હતી કે તેના ઇન્ડિયા પેપરના તંત્રીમંડળમાં થોડા હિંદીઓને રાખવા. ત્યાર બાદ ગવર્નર જનરલ

લોર્ડ ચેમ્સફર્ડે રોલેટ ઍક્ટ લોકોની સ્પષ્ટ શબ્દોમાં ના હોવા છતાં ધારાસભામાં પસાર કરાવ્યો. તેથી ગાંધીજીએ પ્રજા પાસે સત્યાગ્રહ કરાવવાનો નિશ્ચય કર્યો. તેમણે જણાવેલા દિવસે હિંદ સમસ્તમાં સંપૂર્ણ હડતાળ પડી. આ દિવસથી હિંદ સમસ્ત ગાંધીજીને અનુસરવા લાગ્યું; ગાંધીજીના પકડાયાના સમાચાર સાંભળતાં પ્રજા ગાંડી બની. દિલ્હી, પંજાબ, અમદાવાદ, વિરમગામ વગેરે સ્થળોએ તોફાનો થયાં તેથી સરકારે લશ્કરી કાયદો વાપર્યો અને પ્રજા ઉપર જુલમ ગુજાર્યો. તેમાં પંજાબમાં ગુજારેલા જુલમે તો હદ વાળી નાખી. યુરોપીય વિગ્રહમાં જર્મનીના જુલમનાં જે બ્યાન આવતાં તેને પણ વટાવી જાય તેવો જુલમ અંગ્રેજ નોકરશાહીના માણસોએ કર્યો. ત્યાર બાદ મહાસભાની બેઠક અમૃતસરમાં થઈ, તેમાં પ્રજાએ કરેલાં તોફાનોને વખોડનારો ઠરાવ થયો. મહાસભા ફક્ત સરકારનાં ખોટાં કાર્યોને જ વખોડવાનું કરતી, તે લોકોનાં કાર્યોને પણ વખોડી શકે એટલી ન્યાયબુદ્ધિવાળી છે તે આ ઠરાવથી પૂરવાર કર્યું. સરકારે પોતે ન્યાયબુદ્ધિવાળી નથી એમ પંજાબમાં જુલમ કરનારાઓને જુલમ કર્યો છે એવું સાબીત થયા છતાં યોગ્ય શિક્ષા ન કરતાં ગુન્હામાંથી મુક્તિ આપી પૂરવાર કર્યું. આ દિવસો રાજા પ્રજા વચ્ચેના કસોટીના હતા. જસ્ટીસ માટે વખણાતું બ્રિટન ધોળે દહાડે અન્યાય કરી શકે છે તે હિંદની અજ્ઞાન પ્રજાએ પણ નજરે દીઠું. બીજો ઠરાવ મોન્ટ–ફર્ડ સુધારા તદ્દન નકામા છે એવો હતો. ગાંધીજીએ તેની સામે થઇ એવો સુધારો કરાવ્યો કે સુધારા નિરાશાજનક અને અસંતોષકારક છે, પણ તેને તરછોડી ન નાખતાં અમલમાં મુકવા સરકાર સાથે સહકાર કરવો. ત્રીજો ઠરાવ ખિલાફતનો ફડચો હિંદના મુસલમાનોની લાગણીને બાજુએ મુકીને નહિ થવો જોઇએ તેવી જાતનો હતો. ત્યારબાદ થયેલાં રમખાણોની બાબતમાં તાપસ કરવા નીમાયેલી હંટર કમિટીએ સાચી તપાસ કરવા માટે કેદમાં શિક્ષા ભોગવતા કેદીઓને, જે છૂટ આપવી જોઇએ તે ન આપવાથી મહાસભાસમિતિએ એક સમિતિ નીમી. તેનો હેવાલ અને

હંટર કમિટીનો રિપોર્ટ બહાર પડયા પછી અને ટર્કી સાથે સરકારે કરેલી સુલેહની શરતો બહાર પડયા પછી ગાંધીજીએ અસહકારનો સિદ્ધાંત અને કાર્યક્રમ ઑલ ઇન્ડિઆ કૉંગ્રેસ કમિટી આગળ મુકયા એટલે તેના ઉપર વિચાર કરવા માટે મહાસભાની ખાસ બેઠક કલકત્તામાં શ્રી. લાલાજીના પ્રમુખપણા નીચે થઈ તેમાં થયેલો અગત્યનો ઠરાવ નીચે મુજબ હતો—

ખિલાફતની બાબતમાં હિંદી સરકાર તેમ જ સામ્રાજ્ય સરકાર બન્ને તેમની હિંદુસ્તાનની મુસલમાન પ્રજા પ્રત્યેની ફરજ અદા કરવામાં હડહડતી રીતે ખોટી નીવડી છે, મુખ્ય પ્રધાને પોતે આપેલ વચનનો જાણીજોઈને ભંગ કર્યો આથી મુસલમાન ભાઈઓ ઉપર આ રીતે આવી પડેલા ધાર્મિક સંકટને ન્યાયી રીતે દૂર કરવામાં મદદ કરવાની દરેક બીજી હિંદી કોમની ફરજ થઈ પડી છે, વળી ૧૯૧૯ના એપ્રિલ મહિનાના બનાવોના સંબંધમાં પંજાબની નિર્દોષ પ્રજાનું રક્ષણ નહિ કરવામાં તથા જે અમલદારોએ સિપાઈને ન છાજે તેવી જંગલી રીતે અખત્યાર કરી ગુન્હા કરેલા, તેમને શિક્ષા નહિ કરી તથા જે સીધી કે આડકતરી રીતે ઘણા ખરા અમલદારોના ગુન્હાઓ માટે તથા પ્રજાના દુખો તરફ નિષ્ઠુર વર્તન માટે જવાબદાર ગણી શકાય એવા સર માઇકલ ઓડવાયરને નિર્દોષ ઠરાવી, એ બન્ને સરકારે પ્રજા તરફ અત્યંત બેદરકારી અને કર્તવ્યભ્રષ્ટતા દર્શાવી છે, વળી એ જ બાબતમાં આમની અને તેથીયે વિશેષ ઉમરાવોની સભામાં જે ચર્ચા થઈ તે ઉપરથી વિલાયતમાં હિંદુસ્તાનની પ્રજા તરફ સમભાવનાનો અત્યંત અભાવ, અને પંજાબમાં અત્યંત ત્રાસ વર્તાવી પ્રજાને દાબી દેવાની રાજનીતિની ખરેખરી પસંદગી જ ઉઘાડી પાડયા છે, અને વાઇસરાયના છેલ્લા ભાષણ ઉપરથી ખિલાફત અને પંજાબની બાબતમાં જરાયે પશ્ચાત્તાપની લાગણી નથી એમ પૂરવાર થાય છે.

આ સર્વ હકીકતો ઉપરથી આ કૉંગ્રેસનો એવો અભિપ્રાય છે કે:

આ બે અન્યાયોના સંબંધમાં જ્યાં સુધી ન્યાય ન મળે ત્યાં સુધી હિંદુસ્તાનમાં સંતોષ વર્તી શકે નહિ; અને પ્રજાનું સ્વત્વ દર્શાવવાનો તથા આવા અત્યાચારો ફરીથી થતા અટકાવવાનો સફળ થઇ શકે એવો એક જ માર્ગ રહ્યો છે—અને તે એ કે હિંદુસ્તાનમાં સ્વરાજ્ય સ્થાપવું.

આ કોંગ્રેસનો વળી એવો અભિપ્રાય છે કે જ્યાં સુધી એ અન્યાયો દૂર થાય નહિ અને સ્વરાજ્ય સ્થપાય નાહ ત્યાં સુધી ખૂનામરકી સિવાયની ક્રમે ક્રમે વધતી અસહકારની રાજ્યનીતિને પસંદ કરી તેનો અમલ કરવા સિવાય બીજો કોઈ પણ માર્ગ હિંદી પ્રજા પાસે રહ્યો નથી.

આ વિષયમાં શરૂઆત કરવાની પહેલી ફરજ જે વર્ગ પ્રજામત કેળવી તેના પ્રતિનિધિ રૂપે ઉભો છે તેની ઠરે છે તેથી તથા માનચાંદ દ્વારા, શાળાઓ ઉપરના અંકુશ દ્વારા, અદાલતો અને ધારાસભા દ્વારા સરકારની સત્તા બાંધે છે, તેથી અને આ હીલચાલમાં ઓછામાં ઓછું જોખમ ખેડવું પડે, અને ધારેલી મુરાદો બર આણવા માટે ઓછામાં ઓછો ભોગ આપવો પડે—એ સર્વે કારણોનો વિચાર કરી આ કોંગ્રેસ પ્રજાને આગ્રહપૂર્વક એવી મજબુત સલાહ આપે છે કેઃ—

(ક) ખિતાબો અને માનના (ઓનરરી) હોદ્દાઓ તથા મ્યુનિસિપલ અને લોકલ મંડળોમાં સરકારે નિમેલા અધિકારના હોદ્દાનાં રાજીનામાં આપવાં.

(ખ) સરકારી લેવીઓ તથા દરબારોમાં તથા સરકારી અમલદારોએ ભરેલા કે એમના માનમાં ભરાયેલા સરકારી કે અર્ધ સરકારી મેળાવડાઓમાં હાજરી આપવા ના પાડવી.

(ગ) સરકારની માલિકીની, એની મદદથી કે એના અંકુશ તળે ચાલતી શાળાઓમાંથી છોકરાંઓને ધીમે ધીમે ઉઠાડી લેવાં, અને તેને બદલે દરેક પ્રાંતમાં રાષ્ટ્રીય શાળાઓ અને કોલેજો સ્થાપવી.

(ધ) વકીલોએ અને પક્ષકારોએ ધીમે ધીમે સરકારી અદાલતોનો બહિષ્કાર કરવો, અને તેને બદલે પોતાની ખાનગી તકરારોનો નિકાલ કરવા ખાનગી પંચાયતો સ્થાપવી.

(ઙ) લશ્કરી, કારકુની અને મજુરી કરનારા વર્ગોએ મેસોપોટેમિઆમાં ભરતી થવા ના પાડવી.

(ચ) સુધારેલી કાઉન્સિલોની ચુંટણી માટે કોઈએ ઉભું ન રહેવું; અને લોકોએ કૉંગ્રેસની સલાહને ન ગણકારતાં કોઈ કાઉન્સિલમાં જવા બહાર પડે તો તેને મત ન આપવા.

(છ) વિદેશી માલનો બહિષ્કાર કરવો. અસહકારની હીલચાલનો એક ઉદ્દેશ લોકોમાં સંયમ અને આત્મભોગની વૃત્તિ ઉપજાવવાનો છે, કારણ કે એ બે ગુણો વિના કોઇ પણ પ્રજાની ઉન્નતિ થઈ શકે નહિ. આ બે ગુણો કેળવવા પ્રથમથી જ દરેક સ્ત્રી-પુરુષ અને બાળકને તક મળે, તેટલા માટે અસહકારની શરૂઆતથી જ આ કૉંગ્રેસ પ્રજાને કાપડમાં સ્વદેશીવ્રત પાળવાની સલાહ આપે છે; પણ હિન્દુસ્તાનની હાલની મીલો પોતાની સ્વદેશી મુડી અને વ્યવસ્થાથી લોકોને જોઇએ તેટલું સુતર અને કાપડ ઉત્પન્ન કરી શકતી ન હોવાથી, અને લાંબો વખત સુધી તેમ કરવાની શક્તિ મેળવે એમ પણ ન હોવાથી, આ કૉંગ્રેસ પ્રજાને એવી સલાહ આપે છે કે દરેક ઘરમાં રેંટીઓ દાખલ કરવો, અને જે લાખો વણકરોએ પોતાનો પુરાણો અને ખાનદાનીભર્યો ધંધો ઉત્તેજનને અભાવે છોડી દીધો છે તે પાછો શરૂ કરી સુતર અને કાપડની મોટા પ્રમાણમાં ઉત્પત્તિ કરવામાં ભાગ લેવો.

ખાસ બેઠક સપ્ટેમ્બરમા મળી હતી ત્યારબાદ સામાન્ય બેઠક નાગપુરમાં શ્રી. વિજયરાઘવાચારીઅરના પ્રમુખપણા નીચે મળી તે વખતે મહાસભાનું બંધારણ બદલાયું, અને પ્રતિનિધિઓ માટે હિંદના ભાષાવાર વિભાગ પાડવામાં આવ્યા. દરેક હિંદી મહાસભાનો સભાસદ થઇ શકે તે માટે વાર્ષિક ફી ફક્ત રૂ. ૦-૪-૦ રાખી. અને પ્રતિનિધિ-

એ વસ્તીના પ્રમાણમાં આવે તેનું ધોરણ નક્કી થયું. વિશેષમાં બંધારણમાં કાર્યવાહી સમિતિ થોડા સભ્યોની નક્કી કરવામાં આવી. એ રીતે વિલાયતની કેબીનેટ જેવી કાર્યવાહી સમિતિ અને પાર્લામેન્ટ જેવી મહાસભા સમિતિ બની. અને મહાસભાની બેઠક એ દેશ સમસ્તનો બારે યાત્રાનો મેળો હોય તેવું બન્યું. આ નવીન બંધારણ પાછળથી થયેલા સુધારા વધારા સાથે આપવામાં આવ્યું છે અને તે હાલમાં અમલમાં મુકાયલું છે.

## હિન્દી રાષ્ટ્રીય મહાસભાનું બંધારણ

### ધ્યેય

કલમ ૧ હિંદુસ્તાનની પ્રજાને માટે શુદ્ધ અને શાંતિમય માર્ગે સ્વરાજ્ય મેળવવું એ મહાસભાનું ધ્યેય છે.

**કલમ ૨ રાષ્ટ્રીય મહાસભાની બેઠકો—**(ક) હિંદી રાષ્ટ્રીય મહાસભાની સાધારણ બેઠક દરવરસે નાતાલના તહેવારો દરમીયાન, આગલી બેઠક વેળાએ નક્કી થયેલે સ્થળે, અગર તો મહાસમિતિ (ઑલ ઇન્ડિઆ કૉંગ્રેસ કમિટી, જેની સમજણ આગળ ઉપર આપવામાં આવી છે.) એ નક્કી કરેલે સ્થળે મળશે.

(ખ) મહાસભાની અસાધારણ બેઠક મહાસમિતિ (ઑલ ઇન્ડિઆ કૉંગ્રેસ કમિટી) પોતાની સૂચનાથી અગર મોટા ભાગની પ્રાંતિક સમિતિઓની માગણીથી એવી બેઠક જરૂરી જણાશે ત્યારે ત્યારે બોલાવી શકશે. મહાસમિતિને જરૂરી જણાય તેવા ફેરફાર સાથે એવી દરેક બેઠકને આ બંધારણનાં ધારાધોરણ લાગુ પડશે.

**કલમ ૩ રાષ્ટ્રીય મહાસભાનાં અંગ—**હિંદી રાષ્ટ્રીય મહાસભાનાં અંગ નીચે મુજબ રહેશેઃ—

(ક) હિંદી રાષ્ટ્રીય મહાસભા

(ખ) પ્રાંતિક સમિતિઓ (પ્રૉવિન્સિઅલ કૉંગ્રેસ કમિટીઓ)

(ગ) જીલ્લા સમિતિઓ ( ડીસ્ટ્રીક્ટ કૉંગ્રેસ કમિટીઓ ).

(ઘ) પરગણા અગર પેટા પરગણાની, તાલુકા અગર તહેસીલની, ફિરકાની કે એવી જ સ્થાનિક સમિતિઓ.

(ડ) મહાસમિતિ ( ઓલ ઇન્ડિઆ કૉંગ્રેસ કમિટી )

(ચ) હિંદુસ્તાન બહારની જે જે સમિતિઓને આ બાબતમાં મહાસભા વખતોવખત મંજુર કરે તે સમિતિઓ.

(છ) પ્રાંતિક, જીલ્લાની, તાલુકા કે તહેસીલની, ફિરકાની કે એવી જ સ્થાનિક સમિતિઓ તરફથી બીજી જે જે કોઇ કામચલાઉ સમિતિઓ સ્થાપવામાં આવે—જેવી કે રાષ્ટ્રીય મહાસભાની સ્વાગતસમિતિ અગર તો પ્રાંતિક જીલ્લાની, તાલુકાની, તહેસીલની કે બીજી સ્થાનિક પરિષદો.

**કલમ ૪ સભાસદો**—૧૮ વરસથી ઓછી વયનાં કોઇ પણ પુરુષ કે સ્ત્રી ઉપલી કલમોમાં વર્ણવ્યા મુજબના કોઇ પણ મંડળ કે સમિતિના સભાસદ થઇ શકશે નહિ. અને સભાસદ થઇ શકનાર દરેક પુરુષે તેમ જ સ્ત્રીએ મહાસભાનાં ધારાધોરણ અને તેના આ બંધારણની કલમ ૧ લીમાં દર્શાવેલાં ધ્યેય અને સાધનો પોતાને કબૂલ છે એવી પોતાની લેખી સંમતિ આપવી પડશે.

**કલમ ૫ પ્રાંતિક સમિતિઓ ( કૉંગ્રેસ કમિટીઓ )**—આ બંધારણની રૂએ રાષ્ટ્રીય મહાસભાના કામકાજ માટે હિંદુસ્તાનના પ્રાંતો નીચે મુજબ પાડવામાં આવ્યા છે. દરેક પ્રાંતનું મથક તે તે પ્રાંતના નામ સામે જણાવવામાં આવ્યું છે અને જ્યાં નથી જણાવેલું ત્યાં તેમ જ બીજે બધે ઠેકાણે તે નક્કી કરવાનો અધિકાર તે તે પ્રાંતની પ્રાંતિક સમિતિને રહેશે.

| પ્રાંત | ભાષા | મથક |
|---|---|---|
| ૧ મદ્રાસ | તામીલ | મદ્રાસ |
| ૨ આંધ્ર | તેલુગુ | |

| | | |
|---|---|---|
| ૩ કર્ણાટક | કાનડી | ગદગ |
| ૪ કેરલ | મલિયાળમ્ | |
| ૫ મુંબઈ શહેર | મરાઠી અને ગુજરાતી | મુંબઈ |
| ૬ મહારાષ્ટ્ર | મરાઠી | પૂના |
| ૭ ગુજરાત | ગુજરાતી | અમદાવાદ |
| ૮ સિંધ | સિંધી | |
| ૯ સંયુક્ત પ્રાંત | હિંદુસ્તાની | અલાહાબાદ |
| ૧૦ પંજાબ | પંજાબી | લાહોર |
| ૧૧ વાયવ્ય સરહદ પ્રાંત | હિંદુસ્તાની | પેશાવર |
| ૧૨ દિલ્હી | હિંદુસ્તાની | દિલ્હી |
| ૧૩ અજમેર, મેવાડ અને બ્રિટિશ રજપૂતાના | હિંદુસ્તાની | અજમેર |
| ૧૪ મધ્ય પ્રાંત | હિંદુસ્તાની | જબલપુર |
| ૧૫ મધ્ય પ્રાંત | મરાઠી | નાગપુર |
| ૧૬ વરાડ | મરાઠી | અમરાવતી |
| ૧૭ બિહાર | હિંદુસ્તાની | પટણા |
| ૧૮ ઉત્કલ (ઓરિસ્સા) | ઉરીયા | |
| ૧૯ બંગાળ અને સુરમાપટ્ટી | બંગાલી | કલકત્તા |
| ૨૦ આસામ | આસામી | ગૌહાટી |
| ૨૧ બ્રહ્મદેશ | બર્મી | રંગુન |

ક્યાં દેશી રાજ્યોનો સમાવેશ કયા પ્રાંતમાં કરવો તે મહાસમિતિ ઠરાવશે અને એ રીતે પોતાને સોંપાયેલાં દેશી રાજ્યોમાંથી ક્યાંને કયા જીલ્લામાં ગણવાં તે તે પ્રાંતની પ્રાંતિક સમિતિ ઠરાવશે.

ચાલુ પ્રાંતિક સમિતિઓ આ બંધારણની રૂએ વગર ઢીલે પોતપોતાની નવેસર રચના કરી લેશે અને એવી નવેસર રચાયેલી સમિતિઓમાં કંઇ ફેરફાર કરવો મહાસમિતિ દુરસ્ત ન ધારે તો અને ત્યાં સુધી કાયમ ગણાશે.

કલમ ૬—(ક) ઉપલી કલમમા જણાવેલા દરેક પ્રાનમા તે તે પ્રાતને માટે એક એક પ્રાતિક સમિતિ (કૉંગ્રેસ કમિટી) સ્થાપશે.

(ખ) દરેક પ્રાતિક સમિતિ કલમ ૩જીમા જણાવ્યા મુજબની છૂટા સમિતિઓ અને બીજી સમિતિઓ સ્થાપશે અને તેમા સભાસદો દાખલ કરવાને તથા કામકાજ ચલાવવાને લગતા ધારાધોરણ બાધશે, પણ તે આ બધારણના અગર મહાસમિતિએ બાધેલા કોઈ નિયમથી વિરોધી ન હોવા જોઈએ.

કલમ ૭—સ્થાનિક સમિતિના સભાસદો—કલમ ૪ થીની રૂએ સભાસદ થવાને અપાત્ર ન હોય તે કોઈ પણ પુરુષ કે સ્ત્રી વાર્ષિક ૪ આના લવાજમ ભરીને પ્રાતિક સમિતિના હાથ નીચેની કોઈ પણ સ્થાનિક સમિતિના સભાસદ થઈ શકશે.

કલમ ૮—દરેક પ્રાતિક સમિતિ મહાસભા માટે પ્રતિનિધિઓ ચુટાવવાને જોખમદાર રહેશે. ૧૮ વર્ષની અદરના અને મહાસભાના ધ્યેયને માન્ય ન કરનાર કોઈ પણ માણસ પ્રતિનિધિ થઈ શકશે નહિ.

છેલ્લા વસ્તીપત્રક મુજબ દેશી રાજ્યો સુદ્ધાની દરેક પ્રાતની વસ્તીમાથી વધારેમા વધારે દર પચાસ હજારે એક પ્રતિનિધિ મહાસભામા મોકલી શકાશે પણ દેશી રાજ્યની પ્રજાને ચુટણીમા ભાગ આપવાથી તે રાજ્યની આતરિક વ્યવસ્થામા વચ્ચે પડવાનો મહાસભાને અધિકાર રહેશે નહિ.

દરેક પ્રાતિક સમિતિ સ્ત્રી પ્રતિનિધિઓના, નાની કોમોના અને જે જે વર્ગો કે સમૂહોને ખાસ રક્ષણની જરૂર છે તે બધાને વાજબી પ્રતિનિધિત્વ મળે એ રીતે પ્રતિનિધિઓ ચૂંટવા વિષે નિયમો ઘડશે.

આ નિયમોથી મતદાર મડળો રચવામા આવશે અને દરેક જાતના રાજદ્વારી મત કે પક્ષને મહાસભામા સ્થાન મળી શકે એવુ ચૂંટણીનું એક ઘટતુ ધોરણ ઘડવામા આવશે.

આવી પ્રાંતિક સમિતિઓએ પોતે બાંધેલા નિયમો આ વર્ષે એપ્રિલ આખર અગાઉ મહાસભાના સાધારણ મંત્રીઓ ઉપર મોકલી આપશે અને તેઓ જાહેર પ્રજાની જાણને સારૂ તે જેમ બને તેમ જલદી બહાર પાડશે.

દરેક પ્રાંતિક સમિતિ ભવિષ્યમાં મળનારી મહાસભાની સ્વાગત સમિતિને દર વર્ષે તા. ૨૫ મી ડિસેમ્બરની અંદર અને ખાસ બેઠક હોય તો બેઠકની તારીખથી ઓછામાં ઓછા દસ દિવસ અગાઉ પોતાના પ્રાંતના પ્રતિનિધિઓની એક કક્કાવારી યાદી, તેમનાં પૂરાં નામ, ધંધો, ઉમર, ધર્મ અને ઠેકાણાંની વિગતો સાથે મોકલી આપશે.

**કલમ ૯ લવાજમ**—(ક) દરેક પ્રાંતિક સમિતિ મહાસમિતિને તે વખતોવખત ઠરાવે તે વાર્ષિક લવાજમ આપે.

(ખ) મહાસભાની સમિતિનો કોઇ પણ સભાસદ જેણે પોતાનું લવાજમ ભર્યું ન હોય તે પ્રતિનિધિની ચુંટણી વેળાએ ચુંટણીમાં ભાગ લઇ શકશે નહિ અગર જાતે ચુંટાઈ શકશે નહિ.

**કલમ ૧૦—પ્રતિનિધિનું પ્રમાણપત્ર**—કલમ ૮ માં જણાવેલી દરેક સમિતિ રીતસર ચુંટાયેલા પ્રતિનિધિઓને માટે આપેલા નમુના મુજબનું સમિતિના મંત્રીની સહીવાળું પ્રમાણપત્ર આપે.

**કલમ ૧૧—પ્રતિનિધિની ફી**—દરેક પ્રતિનિધિ ઉપર મુજબના પ્રમાણપત્ર સાથે રૂ. ૧૦ ફી આપવાથી મહાસભાના મંડપમાં દાખલ થવાની ટિકિટ મહાસભાના કાર્યાલયમાંથી મેળવી શકશે.

**કલમ ૧૨—મતાધિકાર**—મહાસભાની બેઠકોમાં મત આપવાનો અગર તો તેના કામકાજમાં બીજી જાતનો ભાગ લેવાનો અધિકાર માત્ર પ્રતિનિધિઓને જ રહેશે.

**કલમ ૧૩—સ્વાગતસમિતિ**—જે પ્રાંતમાં મહાસભા મળવાની હોય તે પ્રાંતની પ્રાંતિક સમિતિ મહાસભાની વાર્ષિક બેઠક પહેલાં

ઓછામા ઓછા ૭ મહિના અગાઉથી સ્વાગતસમિતિ સ્થાપન કરશે અને પ્રાતિક સમિતિના સભાસદ ન હોય એવા ગૃહસ્થોને પણ તેમા દાખલ કરી શકશે સ્વાગતસમિતિનો દરેક સભાસદ ઓછામા ઓછુ રૂ. ૨૫નુ લવાજમ આપશે

**કલમ ૧૪**—સ્વાગતસમિતિ પોતાના સભાસદોમાથી જ પોતાને માટે પ્રમુખ અને બીજા અમલદારોને ચુટી કાઢશે.

**કલમ ૧૫**—સ્વાગતસમિતિ મહાસભાની બેઠકના ખરચને સારુ પૈસા એકઠા કરશે નીચેની કલમમાં દર્શાવેલી પદ્ધતિ મુજબ મહાસભા માટે પ્રમુખની ચુટણી કરશે, અને મહાસભાને માટે આવનાર પ્રતિનિધિઓ અને પરોણાઓ તેમજ બનતા લગી પ્રેક્ષકોના પણ સ્વાગતની અને ઉતારાની બધી સગવડો કરશે, મહાસભાના કામ કાજનો હેવાલ છાપવાની તથા બહાર પાડવાની ગોઠવણ કરશે અને મહાસભાની બેઠક વીત્યા બાદ ૪ મહિનાની અદર થયેલ આવક ખરચનુ સરવૈયુ પ્રાતિક સમિતિ આગળ રજૂ કરશે

**કલમ ૧૬**—જુદી જુદી પ્રાતિક સમિતિઓ બનતા સુધી જૂનની આખર સુધીમા મહાસભાના પ્રમુખપદ માટે પોતપોતાની પસદગીના નામો સ્વાગતસમિતિને સૂચવશે ત્યાર પછી સ્વાગતસમિતિ બનતા લગી જુલાઈના પહેલા જ અઠવાડિયામા આવી રીતે સૂચવવામા આવેલા બધા નામો એકઠા કરી પ્રાતિક સમિતિઓને છેલ્લી પસદગીને માટે પાછા મોકલશે. છેલ્લી પસદગીમા દરેક પ્રાતિક સમિતિ વધારે નહિ, પણ એક જ નામ સૂચવશે આવી રીતે જેનુ નામ બહુમતીથી પસદ થાય તે નામ જો ખાસ બોલાવવામા આવેલી સ્વાગતસમિતિની બેઠકમા વધુ મતે પસદ થાય તો આવતી મહાસભાના પ્રમુખ તરીકે તેઓ કાયમ થશે. પરતુ પ્રાતિક સમિતિઓએ સૂચવેલુ નામ જો સ્વાગતસમિતિને પસદ ન પડે અથવા આવી રીતે ચુટેલા પ્રમુખનુ મરણ થાય, તેઓ રાજીનામુ આપે અગર બીજુ કોઈ અકસ્માત

કારણ બને, તો સ્વાગતસમિતિ તરત જ તે ખીના મહાસમિતિને જણાવશે, અને તે પોતાનો ચુકાદો બનતાં સુધી સપ્ટેમ્બરની આખર પહેલાં જાહેર કરશે. ચુંટાયેલા પ્રમુખ જે પ્રાંતમાં મહાસભા મળવાની હોય તે પ્રાંતના ન હોય એ શરતે ઉપરની સ્વાગતસમિતિએ કરેલી અગર તો તેને અભાવે મહાસમિતિએ કરેલી આવી નિમણૂક કાયમની ગણાશે. મહાસભાની ખાસ અગર અસાધારણ બેઠકના પ્રમુખની ચુંટણી ઉપરની શરત સાચવીને મહાસમિતિ કરશે.

**કલમ ૧૭–નાણાંની વ્યવસ્થા**—(ક) સ્વાગતસમિતિ પોતાના પ્રાંતની સાધારણ કે અસાધારણ પ્રાંતિક સમિતિ મારફત, મહાસભાની સાધારણ કે અસાધારણ બેઠક વીત્યા બાદ બે અઠવાડિયાની અંદર મહાસભાનાં નાણાંમાંની પ્રતિનિધિઓના લવાજમની આવેલી રકમમાંથી અર્ધી રકમ મહાસમિતિને આપશે.

(ખ) મહાસભાની બેઠકનો બધો ખરચ કાઢતાં સ્વાગસમિતિ પાસે જે કંઇ નાણાં બચે તો તે પોતાના પ્રાંતની પ્રાંતિક સમિતિને તે પ્રાંતના પ્રાંતિક મહાસભા ફંડ તરીકે રાખવા સોંપશે.

**કલમ ૧૮—હિસાબની તપાસણી**—સ્વાગતસમિતિની આવક તથા ખરચના હિસાબ તે પ્રાંતની પ્રાંતિક સમિતિએ નીમેલ એક કે વધારે તપાસનીશ તપાસે, અને તેમની નોંધ સાથેનું આવકખરચના હિસાબનું સરવૈયું મહાસભા વીત્યા બાદ મોડામાં મોડું ૭ મહિના સુધીમાં પ્રાંતિક સમિતિને મોકલી આપશે.

**કલમ ૧૯—મહાસમિતિ**—મહાસમિતિ હોદ્દાની રૂએ થનારા સભાસદો ઉપરાંત ૩૫૦ સભાસદોની બનશે. મહાસભાની પાછલી બધી બેઠકોના પ્રમુખો તેમ જ મહાસભા મંત્રીઓ અને ખજાનચીઓ મહાસભાના ધ્યેય ઉપર સહી કરે તો પોતાના હોદ્દાની રૂએ મહાસમિતિના સભાસદો ગણાશે.

દરેક પ્રાંતિક સમિતિ પોતાને ભાગે આવતી મહાસમિતિના સભાસદોની સંખ્યાને પોતાના હાથ નીચેની (મહાસભાની) સમિતિઓના સભાસદોમાંથી ચુંટી મોકલે.

દરેક પ્રાંતની ભાષાની દૃષ્ટિએ નવેસર રચના કરવામાં આવશે, અને પછી તેના વસ્તીપત્રકના પ્રમાણુ ઉપર અગર મહાસમિતિને વધુ યોગ્ય લાગે તેવા બીજા કોઇ ધોરણે પ્રતિનિધિઓની સંખ્યા ઠરાવી આપવામાં આવશે. અને તે સંખ્યા જાન્યુઆરી ૧૯૨૧ ની ૩૧ મી તારીખ પહેલાં મહાસમિતિ તરફથી જાહેર કરવામાં આવશે.

આ ચુંટણી પ્રતિનિધિઓને વિષે ઉપર આપેલી પદ્ધતિ મુજબ કરવામાં આવશે.

મહાસતિના સભાસદોની ચુંટણી સામાન્ય રીતે નવેમ્બર મહિનામાં થશે.

આ બંધારણ મુજબ પહેલી ,મહાસમિતિ તા. ૩૦ મી જૂન ૧૯૨૧ સુધીમાં રચાશે; ત્યાં સુધી હાલના સભાસદો ચાલુ રહેશે.

**કલમ ૨૦**—મહાસમિતિમાં ચુંટી મોકલેલા સભાસદોને તે તે પ્રાંતની પ્રાતિક સમિતિના મંત્રીઓ મહાસમિતિના સભાસદ તરીકે ચુંટયા બાબતનું પ્રમાણપત્ર આપે.

**કલમ ૨૧**—મહાસમિતિ મહાસભાની વરસોવરસની કારભારી સમિતિ ગણાશે અને મહાસભાએ જે વિષે નિર્ણય ન કર્યો હોય એવી જે કોઇ નવી બાબતો ઉભી થાય તેનો તે નિકાલ કરશે. આ કામને માટે મહાસમિતિ આ બંધારણના વિરોધી ન હોય એવા પોતાના પેટા કાયદાઓ ઘડી શકશે.

**કલમ ૨૨**—મહાસભાના પ્રમુખ ત્યાર પછીના વરસને માટે મહાસમિતિના પ્રમુખ ગણાશે.

**કલમ ૨૩—સાધારણ મંત્રીઓ**—મહાસભાના ત્રણ સાધારણ મંત્રીઓ નીમાશે અને તેમની ચુંટણી મહાસભા વરસોવરસ કરશે.

કારણ બને, તો સ્વાગતસમિતિ તરત જ તે બીના મહાસમિતિને જણાવશે, અને તે પોતાનો ચુકાદો બનતાં સુધી સપ્ટેમ્બરની આખર પહેલાં જાહેર કરશે. ચુંટાયેલા પ્રમુખ જે પ્રાંતમાં મહાસભા મળવાની હોય તે પ્રાંતના ન હોય એ શરતે ઉપરની સ્વાગતસમિતિએ કરેલી અગર તો તેને અભાવે મહાસમિતિએ કરેલી આવી નિમણુક કાયમની ગણાશે. મહાસભાની ખાસ અગર અસાધારણ બેઠકના પ્રમુખની ચુંટણી ઉપરની શરત સાચવીને મહાસમિતિ કરશે.

**કલમ ૧૭–નાણાંની વ્યવસ્થા**—(ક) સ્વાગતસમિતિ પોતાના પ્રાંતની સાધારણ કે અસાધારણ પ્રાંતિક સમિતિ મારફત, મહાસભાની સાધારણ કે અસાધારણ બેઠક વીત્યા બાદ બે અઠવાડિઆની અંદર મહાસભાનાં નાણાંમાંની પ્રતિનિધિઓના લવાજમની આવેલી રકમમાંથી અરધી રકમ મહાસમિતિને આપશે.

(ખ) મહાસભાની બેઠકનો બધો ખરચ કાઢતાં સ્વાગસમિતિ પાસે જે કંઇ નાણાં બચે તો તે પોતાના પ્રાંતની પ્રાંતિક સમિતિને તે પ્રાંતના પ્રાંતિક મહાસભા ફંડ તરીકે રાખવા સોંપશે.

**કલમ ૧૮—હિસાબની તપાસણી**—સ્વાગતસમિતિની આવક તથા ખરચના હિસાબ તે પ્રાંતની પ્રાંતિક સમિતિએ નીમેલ એક કે વધારે તપાસનીશ તપાસે, અને તેમની નોંધ સાથેનું આવકખરચના હિસાબનું સરવૈયું મહાસભા વીત્યા બાદ મોડામાં મોડું ૭ મહિના સુધીમાં પ્રાંતિક સમિતિને મોકલી આપશે.

**કલમ ૧૯—મહાસમિતિ**—મહાસમિતિ હોદ્દાની રૂએ થનારા સભાસદો ઉપરાંત ૩૫૦ સભાસદોની બનશે. મહાસભાની પાછલી બધી બેઠકોના પ્રમુખો તેમ જ મહાસભા મંત્રીઓ અને ખજાનચીઓ મહાસભાના ધ્યેય ઉપર સહી કરે તો પોતાના હોદ્દાની રૂએ મહાસમિતિના સભાસદો ગણાશે.

દરેક પ્રાંતિક સમિતિ પોતાને ભાગે આવતી મહાસમિતિના સભાસદોની સંખ્યાને પોતાના હાથ નીચેની (મહાસભાની) સમિતિઓનાં સભાસદોમાંથી ચુંટી મોકલે.

દરેક પ્રાંતની ભાષાની દષ્ટિએ નવેસર રચના કરવામાં આવશે, અને પછી તેના વસ્તીપત્રકના પ્રમાણ ઉપર અગર મહાસમિતિને વધુ યોગ્ય લાગે તેવા બીજા કોઇ ધોરણે પ્રતિનિધિઓની સંખ્યા ઠરાવી આપવામાં આવશે. અને તે સંખ્યા જાન્યુઆરી ૧૯૨૧ ની ૩૧ મી તારીખ પહેલાં મહાસમિતિ તરફથી જાહેર કરવામાં આવશે.

આ ચુંટણી પ્રતિનિધિઓને વિષે ઉપર આપેલી પદ્ધતિ મુજબ કરવામાં આવશે.

મહાસતિના સભાસદોની ચુંટણી સામાન્ય રીતે નવેમ્બર મહિનામાં થશે.

આ બંધારણ મુજબ પહેલી ,મહાસમિતિ તા. ૩૦ મી જૂન ૧૯૨૧ સુધીમાં રચાશે; ત્યા સુધી હાલના સભાસદો ચાલુ રહેશે.

**કલમ ૨૦**—મહાસમિતિમાં ચુંટી મોકલેલા સભાસદોને તે તે પ્રાંતની પ્રાંતિક સમિતિના મંત્રીઓ મહાસમિતિના સભાસદ તરીકે ચુંટયા બાબતનું પ્રમાણપત્ર આપે.

**કલમ ૨૧**—મહાસમિતિ મહાસભાની વરસોવરસની કારભારી સમિતિ ગણાશે અને મહાસભાએ જે વિષે નિર્ણય ન કર્યો હોય એવી જે કોઇ નવી બાબતો ઉભી થાય તેનો તે નિકાલ કરશે. આ કામને માટે મહાસમિતિ આ બંધારણના વિરોધી ન હોય એવા પોતાના પેટા કાયદાઓ ઘડી શકશે.

**કલમ ૨૨**—મહાસભાના પ્રમુખ ત્યાર પછીના વરસને માટે મહાસમિતિના પ્રમુખ ગણાશે.

**કલમ ૨૩—સાધારણ મંત્રીઓ**—મહાસભાના ત્રણ સાધારણ મંત્રીઓ નીમાશે અને તેમની ચુંટણી મહાસભા વરસોવરસ -

તેઓ મહાસમિતિના વરસ દરમીયાનના કામકાજનો હેવાલ તૈયાર કરશે અને તેમના હાથમાં આવેલાં નાણાંના પૂરા હિસાબો સાથે તે વરસની મહાસભાની બેઠકના દિવસો પહેલાં તે જ સ્થળે મહાસમિતિની સભા બોલાવીને તેની સમક્ષ તે રજૂ કરશે. ત્યાર પછી એ હિસાબો તેમજ અહેવાલોની નકલો મહાસભા આગળ મુકવામાં આવશે અને તે જુદી જુદી મહાસભાની સમિતિઓને પણ મોકલવામાં આવશે.

**કલમ ૨૪—કારોબારી સમિતિ—**મહાસમિતિ પોતાની પહેલી જ સભામાં એક કારોબારી સમિતિ નીમશે, જેમાં પ્રમુખ, મંત્રીઓ અને ખજાનચીઓ ઉપરાંત બીજા નવ સભાસદો ચુંટાશે. અને તેમાં આ સમિતિ મહાસમિતિ તરફથી વખતોવખત સોંપવામાં આવનારાં કામ કરશે.

**કલમ ૨૫—મહાસામતિની** બેઠકો—મહાસમિતિ પોતાના માથા ઉપરનાં કામો પાર પાડવાને જેટલી વાર મળવાની જરૂર પડે તેટલી વાર અગર તો તેના પંદર સભાસદો સ્પષ્ટ ઉદ્દેશ જાહેર કરીને મહાસમિતિની બેઠક બોલાવવાની માગણી કરે ત્યારે મળશે.

**કલમ ૨૬—ચર્ચાસમિતિ**—મહાસમિતિ ચુંટાયા બાદ મહાસભાની જે સાધારણ કે અસાધારણ બેઠક મળે તેની ચર્ચાસમિતિ (સબજેક્ટસ કમિટી) ઉપલી મહાસમિતિના સભાસદોની જ બનશે.

**કલમ ૨૭**—ચર્ચાસમિતિ મહાસભાની બેઠક પહેલાં ઓછામાં ઓછા બે દિવસ પહેલાં મળશે; મહાસભાના પ્રમુખપદ માટે ચુંટાયેલા સદ્‌ગૃહસ્થ જ તે સમિતિનું પ્રમુખસ્થાન લેશે અને તેના કારગ થનાં મંત્રીઓ મહાસભાની મળનારી બેઠકમાં રજૂ કરવાના કાર્યક્રમનો તેમજ જુદી જુદી પ્રાંતિક સમિતિઓ તરફથી ભલામણ થઈ આવેલા ઠરાવોના ખરડા રજૂ કરશે.

**કલમ ૨૮**—ચર્ચાસમિતિ એ કાર્યક્રમ ઉપર ચર્ચા કરશે. અને મહાસભાની ખુલ્લી બેઠકમાં રજૂ કરવા માટે ઠરાવો તૈયાર કરશે.

કલમ ૨૯—મહાસભાની બેઠકના દિવસોમાં પણ જરૂર હોય ત્યારે બેઠકના વખતની બહાર ચર્ચાસમિતિ વખતોવખત મળશે.

કલમ ૩૦—જે વિષયની સામે હિંદુ અથવા મુસલમાન પ્રતિનિધિઓમાંથી ¾ ભાગના પ્રતિનિધિઓ વાંધો લે તે ચર્ચાસમિતિમાં ચર્ચવા યોગ્ય ગણાશે નહિ, તેમજ મહાસભાની કોઇ પણ બેઠકમાં પણ પ્રમુખ તે ચર્ચવા દેશે નહિ; અને કોઇ વિષયની ચર્ચા થવા દીધા બાદ હિંદુ અગર મુસલમાન પ્રતિનિધિઓમાથી ¾ ભાગના તે ઠરાવની સામે છે એવું જણાઇ આવશે તો તેવો ઠરાવ પણ રદ કરવામાં આવશે.

કલમ ૩૧—ધારાધોરણ—આ બંધારણમા ન આવી જનારી અને તેના સિદ્ધાંતની વિરુદ્ધ ન હોય એવી બીજી બધી બાબતોને લગતા ધારાધોરણ બનાવવાનો મહાસમિતિને અધિકાર રહેશે.

કલમ ૩૨—જુનાં બંધારણના ધારાધોરણો અને ધ્યેય મુજબ આજ સુધી થયેલા કાર્યોને બાધ ન આવે એવી રીતે તે રદ કરવામ. આવે છે.

બીજો ઠરાવ અસહકારનો હતો. તે નીચે મુજબ છે:—

આ કૉંગ્રેસ એવો મત ધરાવે છે કે ચાલુ હિંદી સરકારે હિંદી પ્રજાનો વિશ્વાસ ખોયો છે તેથી, હિંદી પ્રજાએ હવે સ્વરાજ્ય સ્થાપવાનો નિશ્ચય કર્યો છે તેથી; છેલ્લી ખાસ કૉંગ્રેસ અગાઉની આજ સુધી મળેલી એકેએક કૉંગ્રેસ પોતાના હક અને સ્વતંત્રતા સ્વીકારાવવાના તથા અનેક ભારે ગષ્ટ્રીય અન્યાયોની અને તેમાયે ખાસ કરીને ખિલાફત અને પંજાબના અન્યાયોની દાદ મેળવવામા નિષ્ફળ નીવડી છે તેથી—આ કૉંગ્રેસ તેણે કલકત્તાની છેલ્લી ખાસ બેઠક વેળાએ પસાર કરેલો અહિંસાત્મક અસહકારનો ઠરાવ ફરી બહાલ રાખે છે અને જાહેર કરે છે કે ચાલુ સરકાર સાથે સ્વેચ્છાપૂર્વક રાખવામાં આવતા વહેવાર-ના ત્યાગથી માંડીને છેક કરો આપવાની ના પાડવા સુધીનો આખો કાર્યક્રમ અગર તેનો ચોકસ ભાગ કે ભાગો કૉંગ્રેસ અગર ઑલ ઇન્ડિઆ કૉંગ્રેસ કમિટી નક્કી કરે તે તે વેળાએ અમલમા મુકનો

અને દરમીયાન પ્રજાને તેને સારૂ કેળવવા માટે નીચેની ઢબે અસરકારક પગલાં લેતા રહેવું:—

## રાષ્ટ્રીય શિક્ષણ

(ક) ૧૬ વરસની અંદરના નિશાળમાં જતાં છોકરાંઓનાં મા-બાપોને (બાળકોને પોતાને નહિ) સરકારની માલિકીની, સરકારી મદદ લેનારી અગર કોઈ પણ જાતના સરકારી અંકુશ હેઠળની શાળાઓમાંથી કહાડી લેવાની બાબતમાં વધુ જોરાવર પ્રયત્નો કરવાની અને તેની સાથે સાથે જ રાષ્ટ્રીય શાળાઓ અગર તેને અભાવે તેમના હાથમાં હોય તેવાં બીજાં સાધનો ઉભાં કરીને એવાં છોકરાંઓની કેળવણીની ગોઠવણ કરવી.

(ખ) ૧૬ વર્ષ અને તેથી વધારે વયના વિદ્યાર્થીઓએ જો તેમને લાગતું હોય કે જે સરકારનો નાશ કરવાની પોતાના રાષ્ટ્રે પ્રતિજ્ઞા કરી છે તેવી સરકારના હાથ અગર અંકુશ હેઠળ ચાલતી કે તેની મદદ લેતી શિક્ષણસંસ્થાઓમાં કેળવણી લેવી એ તેમના અંતઃકરણની વિરુદ્ધ છે તો તેમણે વગર વિલંબે અને પરિણામ સામું ન જોતાં તત્કાળ પોતપોતાની શાળા કૉલેજોમાંથી ઉઠી જવું, અને કાંતો અસહકારની પ્રવૃત્તિમાં કોઈ ખાસ સેવા બજાવવામાં રોકાઈ જવું અગર તો રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓમાં જઈ ત્યાં પોતાની કેળવણી ચાલુ રાખવી.

(ગ) સરકારી, સરકારી યુનિવર્સિટીને જોડાયેલી અગર તો સરકારી મદદ લેનારી શાળાઓના શિક્ષકો, સંચાલકો, વ્યવસ્થાપકો તથા ટ્રસ્ટીઓએ તેમજ મ્યુનિસિપાલિટીએ તથા લોકલ બોર્ડોએ પોતપોતાની શાળાઓ અને શિક્ષણસંસ્થાઓને રાષ્ટ્રીય બનાવી દેવી.

## અદાલતોનો બહિષ્કાર

(ઘ) વકીલો અને ધારાશાસ્ત્રીઓએ પોતાની વકીલાત છોડી દેવા વધુ જોરબર્યાં પ્રયત્નો કરવા અને દેશસેવાના કાર્યમાં રોકાઈ

જવું; અને અરજીઓને તેમજ વકીલોને પણ લવાદ મારફત ઘરમેળે કજીઆ પતાવવા અને અદાલતોનો બહિષ્કાર કરવા વીનવવા.

## વિદેશી માલનો બહિષ્કાર

(૬) હિંદુસ્તાનને આર્થિક દશાએ સ્વતંત્ર અને સ્વાશ્રયી બનાવવા સારૂ દેશના વેપારી વર્ગે ધીરે ધીરે પરદેશીઓ જોડેનો વેપારી સંબંધ તોડવાનો કાર્યક્રમ પર ઉતારવા મથવું, હાથવણાટ અને હાથ-કંતામણને ઉત્તેજન આપવું અને એ દિશાએ આર્થિક બહિષ્કારની સંગીન યોજના તૈયાર કરવા સારૂ ઑલ ઇન્ડિઆ કૅાંગ્રેસ કમિટીની પાસે એ વિષયમાં જાણકાર માણસોની એક કમિટી નીમાવવી.

(૬) અને આમ પ્રજાને આ કૅાંગ્રેસ એવી ભલામણ કરે છે કે અસહકારની ફતેહ પ્રજાના આપભોગ ઉપર જ આધાર રાખતી હોવાથી દેશના પ્રત્યેક પુરુષ અને પ્રત્યેક સ્ત્રીને આ રાષ્ટ્રીય પ્રવૃત્તિના કાર્યમાં સૌથી વધારેમાં વધારે આપભોગનો ફાળો આપવા તૈયાર રહવું.

(૭) દરેક પ્રાંતના મુખ્ય મુખ્ય શહેરોમાં કામચલાઉ મધ્યવર્તી મંડળો સ્થાપીને તેની દેખરેખ હેઠળ ગામડાંઓના પ્રદેશમાં અસહકારની પ્રવૃત્તિને આગળ વધારવા સારૂ મંડળો સ્થાપવા.

(૮) રાષ્ટ્રીય સેવા કરનાર રાષ્ટ્રસેવકોનો એક સંઘ તૈયાર કરવો, અને એને 'હિંદી રાષ્ટ્રીય સંઘ' એવું નામ આપવું.

(૯) આ સંઘને તેમજ સામાન્ય રીતે આખી અસહકારની હીલચાલને નભાવવા એક રાષ્ટ્રીય દ્રવ્યનિધિ યાને ફંડ ઉભું કરવા પગલા લેવા અને તેને 'ઑલ ઇન્ડિઆ તિલક મેમોરીઅલ સ્વરાજ્ય ફંડ' એવું નામ આપવું.

### કાઉન્સિલરોને

૨. કૅાંગ્રેસ અસહકારના કાર્યક્રમને અમલમાં મુકવાની દિશાએ પ્રજાએ બતાવેલી પ્રગતિને માટે તેનું અભિનંદન કરે છે. ખાસ કરીને કાઉન્સિલોના બહિષ્કારની બાબતમાં મતદારોએ બતાવેલા જોરને માટે તેમનું અભિનંદન કરે છે, અને જે રીતે એ કાઉન્સિલો ઉભી

ચર્ડ છે તે જોતા તેઓ બીલકુલ પ્રજાની પ્રતિનિધિ સંસ્થાઓ નથી, તેથી આ કૉંગ્રેસને ઉમેદ છે કે પોતપોતાના મતદાર મંડળના ઘણા જ મોટા ભાગના મતદારો ઇરાદાપૂર્વક મત આપવામાંથી અળગા રહ્યા છતાં તેમની ઇચ્છા ઉપરવટ થઇને જેઓએ પોતાને પ્રજાના પ્રતિનિધિને નામે ધારાસભાઓના સભ્યો તરીકે ચુંટાયેલા જાહેર થવા દીધા છે તેઓ ધારાસભામાંની પોતાની જગ્યાઓનાં રાજીનામાં આપી દેશે. છતાં લોકસત્તાના સિદ્ધાંતનો સાફ ઇનકાર કરીને પોતપોતાની એ જગાઓ ન છોડે તો આ કૉંગ્રેસ ઉમેદ રાખે છે કે મતદારો આવા સભાસદો પાસેથી કોઈ પણ જાતની રાજદ્વારી સેવા લેવા ના પાડશે.

## સરકારી નોકરો

આ કૉંગ્રેસ પોલીસ તેમજ લશ્કરના લોકો અને આમ પ્રજા વચ્ચે દિવસે દિવસે વધતા જતા ભાઇચારાની નોંધ લે છે, અને આશા રાખે છે કે પોલીસ તેમજ લશ્કરના લોકો પોતાના ઉપરી અમલદારોના હુકમ બજાવવામાં પોતાના સ્વધર્મ અને સ્વદેશની સામા જવા ના પાડશે અને પ્રજા તરફ વિવેક અને નમ્રતાભરી રીતે વર્તીને તેઓ પોતાના જ સ્વદેશબંધુઓ પ્રત્યે કશી લાગણી વગરના હોય છે એ આજ સુધી તેમની સામે મુકાતો આવેલો આરોપ ધોઈ કાઢશે. વળી આ કૉંગ્રેસ સરકારની નોકરીમાંના એકેએક માણસને વીનવે છે કે આ મહાન રાષ્ટ્રકાર્યની ખાતર રાષ્ટ્રીય આહ્‌વાન થતાંની ક્ષણે જ તેમણે પોતપોતાની નોકરીઓ છોડી દેવા તૈયાર રહેવું, અને તેમ કરવાનો પ્રસંગ આવી પહોંચે ત્યાં સુધી પોતાની નોકરીને અંગે દેશબંધુઓની જોડે કરવા પડતા વહેવારોમાં તેમણે વધુ નમ્ર અને વધુ પ્રમાણિક બનવું. વળી તેમણે જાહેર સભાઓ અને પ્રજાકીય મેળાવડાઓમાં પ્રત્યક્ષ ભાગ ન લેવો,' છતાં પણ એવા બધા પ્રસંગોમાં નિર્ભય થઇને અને ખુલ્લી રીતે હાજરી આપવી; એટલું જ નહિ પણ દ્રવ્યની અને

એની આર્થિક મદદ પણ ખુલ્લી રીતે આપીને આ રાષ્ટ્રીય પ્રવૃત્તિને સહાય કરવી

## અહિંસાની સર્વોપરી અગત્ય

આ કૉંગ્રેસ અહિંસાને અસહકારના પ્રધાન અંશ તરીકે ગણવા ઉપર ખાસ ભાર મુકે છે, અને જેમ સરકારની જોડેના વ્યવહારમા તેજ રીતે આપસના વહેવારમા પણ પ્રજાના વાણી તેમજ વર્તનમા અહિંસાની તેટલી જ સર્વોપરી અગત્ય છે એમ માને છે. આ કૉંગ્રેસ એમ પણ માને છે કે ખૂનામરકી કે શરીરબળની કલ્પના સાચા લોકસત્તાવાદની વિરોધી છે, એટલું જ નહિ પણ એ અસહકારના બીજા પગથીઆઓના અમલની પણ આડે આવનારી છે

અંતમા ખિલાફત અને પંજાબ પ્રકરણોનો ન્યાય મળે અને એક વરસની અંદર સ્વરાજ્ય સ્થાપી શકાય તે સારૂ આ કૉંગ્રેસ તેને જોડાયેલા તેમજ વગર જોડાયેલા સર્વે જાહેર મંડળોને વીનવે છે કે તેમણે અત્યારે બીજા બધા કામ પડતા મુકીને સરકારની સામે અહિંસા અને અસહકારનો પ્રચાર કરવામા જ પોતાની સર્વ શક્તિઓને રોકવી વળી સત્કાર સામેનો આવે. અસહકાર પ્રજા આપસના ભેદ ભૂલીને સંપૂર્ણ સહકાર બનાવે તો જ અને ત્યારે જ ફતેહમંદ થઈ શકે તેમ હોવાથી આ કૉંગ્રેસ બધા જાહેર મંડળોને વીનવે છે કે તેમણે હિંદુ મુસલમાન એખ્લાસ વધારવા દરેક પ્રયત્ન કરવા આ કૉંગ્રેસના હિંદુ પ્રતિનિધિઓ પણ આગેવાન હિંદુઓને વીનવે છે કે તેમણે બ્રાહ્મણ અબ્રાહ્મણ વચ્ચેના બધા કજીઆકંકાસો ની સમાધાની કરી દેવી, અને અસ્પૃશ્યતાની એબમાથી હિંદુધર્મને ઉગારી લેવા ભગીરથ પ્રયત્ન કરવો. તેઓ ધર્માચાર્યોને પણ માનપૂર્વક વીનવે છે કે તેમણે દબાયેલા વર્ગો પ્રત્યેના વર્તનની બાબતમા હિંદુ ધર્મની સુધારણા કરવાની સમાજમા વધતી જતી ઈચ્છાને સહાયકર્તા થવુ.

ત્રીજો ઠરાવ બ્રિટિશ કૉંગ્રેસ કમિટી મારફત નીકળતું ઇન્ડિઆ પેપર બંધ કરવાનો હતો. ચોથો ઠરાવ ડ્યુક ઑફ કૅનોટની મુલાકાતનો બૉયકૉટ કરવાનો અને પાંચમો આઇરીશ-વીર મેક્સ્વીનીને સ્વદેશ ખાતર જાન આપવા માટે અભિનંદનનો હતો. આ સિવાય બીજા કેટલાક ઠરાવો ઓછા અગત્યના થયા હતા. ત્યાર પછીની બેઠક અમદાવાદમાં થઇ હતી. તેના પ્રમુખ તરીકે દાસબાબુ ચુંટાયા હતા. પરંતુ તે જેલમાં હોવાથી તેમની જગ્યાએ હકીમ અજમલખાનજીને નીમવામાં આવ્યા હતા. તેમાં થયેલો અસહકારનો ઠરાવ નીચે મુજબ હતોઃ—

છેલ્લી મહાસભાની બેઠક પછી હિંદુસ્તાનના લોકોએ સ્વાનુભવ ઉપરથી જોયું છે કે અહિંસાત્મક અસહકાર અખત્યાર કરવાને લીધે દેશે નિર્ભયતા, આપભોગ અને આત્મમાનમાં ભારે પ્રગતિ કરી છે તેથી, તથા એ પ્રવૃત્તિથી સરકારની પ્રતિષ્ઠાને ભારે ધક્કો પહોંચ્યો છે તેથી, તથા દેશ આખો સ્વરાજ્યની દિશામાં ઝપાટાભેર પ્રગતિ કરી રહ્યો છે તેથી, આ મહાસભા કલકત્તાની મહાસભાની ખાસ બેઠકમાં પસાર થયેલો અને નાગપુરમાં ફરી મંજુર થયેલો ઠરાવ કાયમ રાખે છે, અને જ્યાં સુધી ખિલાફતનાં તથા પંજાબનાં દુઃખોનું નિવારણ ન થાય તથા સ્વરાજ ન સ્થપાય અને હિંદુસ્તાનના રાજ્યવહીવટનો કબજો બીનજવાબદાર સરકારના હાથમાંથી હિંદુસ્તાનના લોકોના હાથમાં ન આવે ત્યાં સુધી અત્યાર કરતાં વધુ જોસથી અહિંસાત્મક અસહકારનો કાર્યક્રમ દરેક પ્રાંત પોતાને માટે જે રીતે ચલાવવાનું ઠરાવે તે રીતે ચાલુ રાખવાનો પોતાનો મક્કમ નિશ્ચય જાહેર કરે છે. અને વાઇસરાય સાહેબે તાજેતરનાં પોતાનાં ભાષણોમાં જે બધી ધમકીઓ આપી છે તેથી, તથા તેને પરિણામે હિંદની સરકારે જુદા જુદા પ્રાંતોમાં સ્વયંસેવકોનાં દળો વિખેરી નાખીને, ગેરકાયદે અને જબરદસ્તીથી બંધી કરીને, અને કેટલાક પ્રાંતોમાં મહાસભાના કાર્યકર્તાઓને પકડીને દમનનીતિ અખત્યાર કરી છે તેથી, તથા આ

દમનનીતિનો સ્પષ્ટ ઉદ્દેશ મહાસભા અને ખિલાફતની પ્રવૃત્તિને ગુંગળાવી દેવાનો તથા લોકોને તેમની મદદ મળતી બંધ કરવાનો છે તેથી, આ મહાસભા ઠરાવ કરે છે કે મહાસભાની તમામ પ્રવૃત્તિઓ જેટને દબાવી જરૂરી હોય તેટને દરજ્જે મુલતવી રાખવી, અને સહુ કોઈને મહાસભા અપીલ કરે છે કે તેમણે ગઈ ૨૩ મી નવેમ્બરે મહાસભાની કાર્યવાહક સભાએ મુંબઈમા નક્કી કરેલા ઠરાવમા જણાવેલી શરતો પ્રમાણે આખા દેશમાં જે સ્વયંસેવક સંઘો તૈયાર કરવામા આવે તેમા જોડાઈને શાન્તિપૂર્વક તથા કશી પણ હોહા કર્યા સિવાય પકડાવા માટે પોતાની જાતને અર્પણ કરવી વળી નીચે જણાવેલા પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી ન કરે તેને સ્વયંસેવક તરીકે સ્વીકારવો નહિ —

ઈશ્વર સાક્ષી રાખીને હુ પ્રતિજ્ઞા કરૂ છુ કે

(૧) હુ રાષ્ટ્રીય સ્વયંસેવક સૈન્યનો સૈનિક થવા ઇચ્છુ છુ

(૨) જ્યા સુધી હું તે સૈન્યમા રહીશ ત્યા સુધી હુ વચના અને કર્મણ અહિંસાપરાયણ રહીશ તથા મનસા પણ તેવા જ રહેવાનો બનતી શક્તિથી પ્રયત્ન કરીશ, કારણ હુ માનું છુ કે હિંદુસ્તાનના અત્યારના સંજોગોમા કેવળ અહિંસા જ ખિલાફત તથા પંજાબને મદદ કરી શકે અને સ્વરાજ્યની સ્થાપના કરી શકે, તથા હિંદુસ્તાનની તમામ કોમો તથા જાતો, હિંદુ, મુસલમાન, શીખ, પારસી, ખ્રિસ્તી તથા યહુદી તેમા એકતા જમાવી શકે

(૩) હુ એવી એકતામા માનું છુ અને તેવી એકતા વધે તે માટે સતત પ્રયત્ન કરીશ

(૪) હિંદુસ્તાનના આર્થિક, રાજકીય તથા નૈતિક ઉદ્ધારને અર્થે સ્વદેશી ખાસ આવશ્યક છે એમ હુ માનુ છુ અને હુ બીજાં તમામ કપડાનો ત્યાગ કરી હાથે કાંતેલી તથા હાથે વણેલી ખાદીનો ઉપયોગ કરીશ

(૫) હિંદુ તરીકે હુ અસ્પૃશ્યતાનુ કલંક દૂર કરવુ જરૂરી તથા ન્યાયયુક્ત છે એમ માનુ છુ ત્યારે જ્યારે બની શકે તેમ હોય

ત્યારે ત્યારે તેમના અંગત સંબંધમાં આવવાના પ્રસંગો હું શોધીશ તથા અંત્યજ જાતિઓની સેવા કરવાનો પ્રયત્ન કરીશ.

(૬) હું મારા ઉપરી અમલદારોની સૂચનાઓનું તથા સ્વયંસેવક સમિતિ અથવા કારોબારી સમિતિ અથવા મહાસભાએ સ્થાપેલી બીજી કોઇ સંસ્થા આ પ્રતિજ્ઞાના તત્ત્વથી વિરોધી ન હોય તેવા જે નિયમો રચશે તે તમામનું પાલન કરીશ.

(૭) હું જેલમાં જાઉં ત્યારે મહાસભા પાસેથી મારા કુટુંબ માટે અથવા મારા ઉપર આધાર રાખનારાઓ માટે કોઈ પણ જાતની મદદ હું માગીશ નહિ

આ મહાસભાનો વિશ્વાસ છે કે ૧૮ વર્ષનો અને તેની ઉપરનો દરેક શખ્સ સ્વયંસેવક સૈન્યમાં તરત જોડાઇ જશે.

જાહેર સભા ભરવાની બંધીનું જાહેરનામું નીકળ્યું હોવા છતાં અને સમિતિઓની સભાઓને પણ જાહેર સભાઓ ગણવાનો પ્રયત્ન થયેલો હોવાથી, આ મહાસભાસમિતિ સભાઓ તથા જાહેર સભાઓ ભરવાની સલાહ આપે છે. જાહેર સભાઓ બધ જગામાં ટિકિટો રાખીને તથા અગાઉથી જાહેર કરીને ભરાય. તેમાં બનતા સુધી પહેલેથી જેમનાં નામો જાહેર કર્યાં હોય એવા વક્તાઓ પોતાનાં લખેલાં ભાષણો કરે તથા ઉશ્કેરણી અને તેને પરિણામે લોકો તરફથી તોફાન થવાનો સંભવ, એ બન્ને ટાળવાની પૂરેપૂરી કાળજી રાખવામાં આવે.

આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે કોઇ પણ વ્યક્તિ અથવા સંસ્થા તરફથી પોતાની સત્તાનો આપખુદી, જુલમી અને મર્દાનગી હરી લેનારો ઉપયોગ થતો અટકાવવા સારૂ બીજા બધા ઉપાયો અજમાવી લીધા પછી હથિયારબંધ બળવાની અવેજીમાં કાયદાનો સવિનય ભંગ કરવો એ જ એક માત્ર સુધરેલો અને અસરકારક ઉપાય છે. તેથી આ મહાસભા દરેક કાર્યકર્તાઓ તથા બીજાઓ જેમની શાન્તિમય સાધનોમાં શ્રદ્ધા હોય અને જેઓની ખાતરી થઈ

ગઇ હોય કે ચાલુ સરકારને હિંદુસ્તાનના લોકો પ્રત્યેના કેવળ બિન-જવાબદાર સ્થાનેથી ઉતારી પાડવાનો કોઇ ને કોઇ પ્રકારના આપભોગ સિવાય બીજો ઉપાય નથી, તેઓને સલાહ આપે છે કે તેમણે વ્યક્તિગત સવિનય ભંગ આદરવો, અને જ્યારે તેમને લાગે કે લોક-સમૂહ અહિંસાનું તથા દિલ્હીમાં મળેલી દેશી મહાસમિતિએ જણાવેલી તેને લગતી બીજી શરતોનું પાલન કરવા પૂરતો કેળવાયો છે ત્યારે સામુદાયિક સવિનય ભંગ પણ આદરવો

આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે વ્યક્તિગત અથવા સામુદાયિક સવિનય ભંગ (તે હુમલાના સ્વરૂપનો હોય કે બચાવના સ્વરૂપનો હોય) યોગ્ય સાવચેતી રાખીને તથા કારોબારી સમિતિ અથવા પોતાની પ્રાંતિક સમિતિ વખતોવખત જે સૂચનાઓ બહાર પાડે તેને અનુસરીને ઉપાડવામાં આવે તેમાં તમામ શાન્ત એકાગ્ર કરી શકાય એટલા માટે મહાસભાની બીજી તમામ પ્રવૃત્તિઓ જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે જરૂર જણાય ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે તેટલે વખતે મોકૂફ રાખવામાં આવે.

આ મહાસભા ૧૮ વર્ષના તથા તે ઉપરના તમામ વિદ્યાર્થીઓને અને તેમાંય ખાસ કરીને રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓમાં ભણતા હોય તેમને તથા તેવી સંસ્થાઓના અધ્યાપકોને ઉપર જણાવેલા પ્રતિજ્ઞાપત્ર ઉપર તુરતાતુરત સહી કરવાનું અને રાષ્ટ્રીય સ્વયંસેવક સૈન્યમાં જોડાઇ જવાનું નિમંત્રણ કરે છે

મહાસભાના કાર્ય કરનારાઓના મોટા ભાગનું પકડાઈ જવાનું હાથ વેંતમાં હોવાથી આ મહાસભા પોતાનું સામાન્ય તંત્ર જ્યારે જ્યારે બની શકે ત્યારે ત્યારે તેનો હમેશની રીતે ઉપયોગ કરવાને માટે અકબંધ રહેવા દઇને મહાત્મા ગાંધીને બીજી સૂચનાઓ નીકળે ત્યાં સુધી મહાસભા સરમુખત્યાર નીમે છે અને મહાસમિતિની તમામ સત્તા તેમને સોંપે છે તે સત્તામાં મહાસભાની ખાસ બેઠક બોલાવવાની, મહાસમિતિની અથવા કારોબારી સમિતિની સભાઓ બોલાવવાની સત્તાનો સમાવેશ થાય છે આવી

સત્તા મહાસમિતિની કોઈ પણ બે બેઠકો થાય તેના વચલા ગાળામાં તેમને અખત્યાર કરવાનો હક રહેશે. વળી અણધાર્યે પ્રસંગે પોતાની પછીના સરમુખત્યાર નીમવાનો પણ તેમને અધિકાર છે.

એવા ઉત્તરાધિકારી સરમુખત્યાર અથવા તેમના પછીના ઉત્તરાધિકારીઓ જે જે બીજા સરમુખત્યારો નીમે તે બધા સરમુખત્યારોને આ મહાસભા ઉપર વર્ણવેલી સત્તા આપે છે.

તેમાં એક શરત એવી છે કે આ ઠરાવમાં જણાવેલી કોઈ બાબતથી મહાત્મા ગાંધીને કે ઉપર જણાવેલા એવા તેમના કોઈ ઉત્તરાધિકારીને હિંદની સરકાર અથવા બ્રિટિશ સરકાર સાથે મહાસમિતિની મંજુરી લીધા વિના તથા તે મંજુરી તેને માટે બોલાવેલી ખાસ મહાસભા પાસે મંજુર કરાવ્યા વિના સુલેહની શરતો નક્કી કરવાનો અધિકાર નથી. વળી બીજી શરત એ પણ છે કે મહાત્મા ગાંધી અથવા તેમના ઉત્તરાધિકારીને મહાસભાની પ્રથમ પરવાનગી મેળવ્યા વિના મહાસભાના ધ્યેયમાં કોઈ પણ સંજોગોમાં કશો ફેરફાર કરવાની સત્તા નથી.

આ મહાસભા જે દેશભક્તો પોતાના અંતરાત્માના અવાજને ખાતર અથવા દેશને ખાતર જેલ ભોગવી રહ્યા છે તેમને મુબારકબાદી આપે છે, અને માને છે કે તેમના આપભોગથી સ્વરાજ્યનું આગમન બહુ ત્વરિત થયું છે.

બીજો ઠરાવ મોપલાબંડને લીધે ખેદ દર્શાવનારો હતો અને ત્રીજો ગાઝી મુસ્તફા કમાલ પાશાને તેના વિજય માટે અભિનંદન આપવાનો હતો.

ત્યારબાદ ગાંધીજી જેલમાં જવાથી મહાસભાના કામને આંચકો લાગ્યો, અને બારડોલીમાં આદરવાના સવિનયભંગ માટેની તૈયારીનો રચનાત્મક કાર્યક્રમ મંદ થતો ગયો. પરિણામે ધારાસભામાં જવાનો આગ્રહ જણાવા લાગ્યો. ગયાજીમાં મળેલી બેઠક વખતે ધારાસભાવાદીની બહુમતી નહિ હોવાથી તે ન ફાવી શક્યા. પણ દિવસે દિવસે

અસહકારીઓમા બે તડ પડવા લાગ્યા. એક પક્ષ રચનાત્મક કાર્યક્રમમા સંપૂર્ણ માનનારો ચૂસ્ત અસહકારી નીકળ્યો. અને બીજો, જે રચનાત્મક કાર્યક્રમ પાર ઉતારવાની શક્તિ કે ઇચ્છા ધરાવતો નથી તે ધારાસભાવાદી નીકળ્યો. આ ફાટને પરિણામે આપસઆપસમા કડવાશ ન વધે તે માટે મૌલાના મહમદઅલીએ દિલ્હીમા ભરાયેલી ખાસ બેઠકમા ચૂસ્ત અસહકારીઓએ ધારાસભા ત્યાગ માટે ચળવળ બંધ રાખવી એવો ઠરાવ કરી અત્યારે બન્ને પક્ષોને મહાસભામા રાખેલા છે. હવે કોકનાડામા થનારી બેઠકમા શુ થાય છે તે જોવાનુ છે

# પરિશિષ્ટ ૧

## મોટા અમલદારોના પગાર

| અધિકારી | વાર્ષિક પગાર (રૂપીઆ) |
| --- | --- |
| ૧ ગવર્નર જનરલ | ૨૫૬૦૦૦ |
| ૨ ગવર્નર ( મુંબઇ, મદ્રાસ, બંગાળા અને સંયુક્ત પ્રાંતો ) | ૧૨૮૦૦૦ |
| ૩ સેનાધિપતિ | ૧૦૦૦૦૦ |
| ૪ ગવર્નર ( પંજાબ, બિહાર અને ઓરિસ્સા ) | ૧૦૦૦૦૦ |
| ૫ ગવર્નર (મધ્ય પ્રાંતો ) | ૭૨૦૦૦ |
| ૬ ગવર્નર ( આસામ ) | ૬૬૦૦૦ |
| ૭ ગવર્નર જનરલની કારોબારી સભાનો સભ્ય | ૮૦૦૦૦ |
| ૮ ગવર્નર ( મુંબઇ, મદ્રાસ, બંગાળા અને સંયુક્ત પ્રાંતો ) ની કારોબારી સભાનો સભ્ય | ૬૪૦૦૦ |
| ૯ સદર (પંજાબ, બિહાર અને ઓરિસ્સા ) | ૬૦૦૦૦ |
| ૧૦ „ ( મધ્ય પ્રાંતો ) | ૪૮૦૦૦ |
| ૧૧ „ ( આસામ ) | ૪૨૦૦૦ |
| ૧૨ પ્રમુખ ( કાઉન્સિલ ઓફ સ્ટેટ ) | ૫૦૦૦૦ |
| ૧૩ „ ( વડી ધારાસભા ) | ૫૦૦૦૦ |
| ૧૪ પ્રમુખ ( ધારાસભા, મુંબઇ, મદ્રાસ, બંગાળા, પંજાબ, મધ્ય પ્રાંતો ) | ૩૬૦૦૦ |
| ૧૫ સદર ( સંયુક્ત પ્રાંતો ) | ૪૮૦૦૦ |
| ૧૬ „ ( આસામ ) | ૧૨૦૦૦ |

# પરિશિષ્ટ ૨

## બ્રિટિશ સરકારનો ખર્ચ કયી ગતિએ વધ્યો ?

| વર્ષ | વડી સરકાર | પ્રાંતિક સરકાર | કુલ ખર્ચ |
|---|---|---|---|
| ૧૯૦૨–૦૩ | ૮૧,૯૨,૭૫,૯૩૭ | ૨૯,૭૨,૯૦,૯૨૮ | ૧૧૧,૬૫,૬૬,૮૬૫ |
| ૧૯૦૩–૦૪ | ૮૮,૮૦,૭૮,૫૦૭ | ૩૦,૫૩,૮૮,૯૩૩ | ૧૧૯,૩૪,૬૭,૪૪૦ |
| ૧૯૦૪–૦૫ | ૯૧,૧૦,૯૫,૯૯૦ | ૩૦,૬૮,૧૫,૫૮૫ | ૧૨૧,૭૯,૧૧,૫૭૫ |
| ૧૯૦૫–૦૬ | ૭૩,૨૭,૨૫,૨૫૯ | ૩૩,૫૪,૫૬,૩૭૬ | ૧૦૬,૮૧,૮૧,૬૩૫ |
| ૧૯૦૬–૦૭ | ૭૪,૬૩,૧૯,૧૨૯ | ૩૨,૨૩,૨૪,૯૨૬ | ૧૦૬,૮૬,૪૪,૦૫૫ |
| ૧૯૦૭–૦૮ | ૭૩,૨૭,૮૩,૩૮૦ | ૩૪,૨૯,૯૨,૮૪૫ | ૧૦૭,૫૭,૭૬,૨૨૫ |
| ૧૯૦૮–૦૯ | ૭૩,૯૯,૧૦,૧૧૨ | ૩૭,૨૫,૮૮,૭૦૮ | ૧૧૧,૨૪,૯૮,૮૨૦ |
| ૧૯૦૯–૧૦ | ૭૩,૩૭,૨૧,૬૪૫ | ૩૬,૨૬,૭૦,૬૨૫ | ૧૦૯,૬૩,૯૨,૨૭૦ |
| ૧૯૧૦–૧૧ | ૭૪,૮૩,૬૫,૧૦૩ | ૩૭,૩૪,૦૮,૬૫૭ | ૧૧૨,૧૭,૭૩,૭૬૦ |
| ૧૯૧૧–૧૨ | ૭૫,૪૩,૭૨,૩૦૭ | ૪૧,૪૪,૨૨,૬૭૩ | ૧૧૬,૮૭,૯૪,૯૮૦ |
| ૧૯૧૨–૧૩ | ૭૫,૭૮,૧૩,૪૬૦ | ૪૩,૦૮,૦૦,૨૭૦ | ૧૧૮,૮૬,૧૩,૭૧૦ |
| ૧૯૧૩–૧૪ | ૭૭,૮૫,૮૪,૫૭૦ | ૪૬,૯૦,૮૦,૦૬૦ | ૧૨૪,૭૬,૬૪,૫૭૦ |
| ૧૯૧૪–૧૫ | ૭૮,૮૩,૧૩,૭૦૦ | ૪૮,૮૬,૮૨,૬૦૦ | ૧૨૭,૬૯,૯૬,૨૨૦ |
| ૧૯૧૫–૧૬ | ૮૧,૭૯,૨૫,૬૧૦ | ૪૬,૪૧,૪૩,૨૬૦ | ૧૨૮,૨૦,૬૮,૮૭૦ |
| ૧૯૧૬–૧૭ | ૮૭,૩૧,૩૭,૬૫૫ | ૪૮,૫૪,૪૬,૨૪૫ | ૧૩૫,૮૫,૮૩,૯૦૦ |
| ૧૯૧૭–૧૮ | ૧૦૬,૫૭,૫૩,૪૧૫ | ૫૦,૨૮,૭૬,૬૮૦ | ૧૫૬,૮૬,૨૯,૦૯૫ |
| ૧૯૧૮–૧૯ | ૧૩૬,૧૩,૭૨,૯૬૫ | ૫૪,૪૮,૦૦,૩૩૦ | ૧૯૦,૬૧,૭૨,૨૯૫ |
| ૧૯૨૦–૨૧ | ૧૬૧,૬૪,૧૭,૫૬૭ | ૭૦,૫૨,૪૬,૦૧૫ | ૨૩૨,૧૬,૬૩,૫૮૨ |

# પરિશિષ્ટ ૩

## આપણા દેશ ઉપર નોકરશાહી સરકારે દેવું કચી ગાતએ વધાર્યું?

| વર્ષ | દેવું |
|---|---|
| ૧૭૯૨ | ૧૦॥ કરોડ |
| ૧૭૯૯ | ૨૫ ,, |
| ૧૮૦૫ | ૩૧॥ ,, |
| ૧૮૦૭ | ૪૦॥ ,, |
| ૧૮૨૯ | ૪૫ ,, |
| ૧૮૩૬ | ૪૦॥ ,, |
| ૧૮૪૧ | ૫૧ ,, |
| ૧૮૪૫ | ૬૫ ,, |
| ૧૮૫૨ | ૮૨॥ ,, |
| ૧૮૫૬ | ૯૦ ,, |
| ૧૮૫૮ | ૧૦૫ ,, |
| ૧૮૬૦ | ૧૫૦ ,, |
| ૧૮૭૦ | ૨૨૧ ,, |
| ૧૮૮૦ | ૧૯૧ ,, |
| ૧૮૯૦ | ૨૫૮ ,, |
| ૧૯૦૦ | ૩૧૪ ,, |
| ૧૯૧૦ | ૪૦૩ ,, |
| ૧૯૧૭ | ૬૪૨ ,, |
| ૧૯૨૨ | ૭૮૧ ,, |

# પરિશિષ્ટ ૪

## જમીનમહેસુલ કયી ગતિએ વધાર્યું છે ?

| વર્ષ | જમીનમહેસુલ |
|---|---|
| ૧૮૫૭ | ૧૭,૩૦,૦૦,૦૦૦ |
| ૧૮૭૧ | ૧૯,૯૦,૦૦,૦૦૦ |
| ૧૮૮૧ | ૨૧,૯૦,૦૦,૦૦૦ |
| ૧૮૯૧ | ૨૪,૦૦,૦૦,૦૦૦ |
| ૧૯૦૧ | ૨૬,૨૦,૦૦,૦૦૦ |
| ૧૯૧૧ | ૩૧,૭૦,૦૦,૦૦૦ |
| ૧૯૨૧ | ૩૫,૧૦,૦૦,૦૦૦ |

---

# પરિશિષ્ટ ૫

દેશી અને ગોરા સરખા દરજ્જાના લશ્કરી અધિકારીનું માસિક સરાસરી ખર્ચ.

| દેશી | | ગોરો | |
|---|---|---|---|
| હવાલદાર | | સાર્જન્ટ | |
| | રૂ. | | રૂ. |
| પાયદળ | ૫૨ | પરણેલો | ૨૬૦ |
| તોપચી | ૫૨ | કુંવારો | ૨૦૪ |
| હયદળ | ૫૮ | | |
| નાયક | | કૉર્પોરલ | |
| પાયદળ | ૪૮ | પરણેલો | ૨૨૬ |

| | | | |
|---|---|---|---|
| તોપચી | ૪૯ | કુંવારા | ૧૨૭ |
| હયદળ | ૫૩ | | |
| સિપાઇ | | પ્રાઇવેટ | |
| પાયદળ | ૪૨ | પરણેલા | ૨૦૬ |
| તોપચી | ૪૪ | કુંવારા | ૧૫૦ |
| હયદળ | ૪૧ | | |

---

# પરિશિષ્ટ ૬

| બેઠકનું સ્થાન, વર્ષ અને પ્રમુખ. | પ્રાંતવાર પ્રતિનિધિઓ | |
|---|---|---|
| મુંબઈ ૧૮૮૫ | | કુલ ૭૨ |
| સ્વ. ડબલ્યુ. સી. બેનરજી | | |
| કલકત્તા ૧૮૮૬ | | |
| સ્વ. દાદાભાઇ નવરોજજી | | કુલ ૪૩૪ |
| | મદ્રાસ | ૩૬૨ |
| | મુંબઇ | ૯૯ |
| મદ્રાસ. ૧૮૮૭ | બંગાળા | ૭૯ |
| સ્વ. બદરૂદીન તૈયબજી | સંયુક્ત પ્રાંતો | ૪૫ |
| | મધ્ય પ્રાંતો | ૧૩ |

| | | |
|---|---|---|
| | સંયુક્ત પ્રાંતો | ૩૨૩ |
| | મદ્રાસ | ૩૮ |
| અલ્હાબાદ ૧૮૯૨ | મુંબઇ | ૭૧ |
| સ્વ. ડબલ્યુ સી. બેનરજી | મધ્ય પ્રાંતો | ૬૩ |
| | બંગાળા | ૧૦૫ |
| | પંજાબ | ૧૯ |
| | | કુલ ૬૨૧ |
| | પંજાબ | ૪૮૧ |
| | બંગાળા | ૫૯ |
| લાહોર ૧૮૯૩* | સંયુક્ત પ્રાંતો | ૧૩૩ |
| સ્વ. દાદાભાઇ નવરોજજી | મુંબઇ | ૧૨૪ |
| | મધ્ય પ્રાંતો | ૩૯ |
| | મદ્રાસ | ૩૧ |
| | | કુલ ૮૬૭ |
| | મદ્રાસ | ૯૪૭ |
| | મુંબઇ | ૧૩૨ |
| મદ્રાસ ૧૮૯૪ | મધ્ય પ્રાંતો | ૩૭ |
| મી. આલ્ફ્રેડ વેબ | બંગાળા | ૩૦ |
| | સંયુક્ત પ્રાંતો | ૧૩ |
| | પંજાબ | ૪ |
| | | કુલ ૧૧૬૩ |
| | મુંબઈ | ૧૨૫૭ |
| | મધ્ય પ્રાંતો | ૧૩૧ |
| પૂના ૧૮૯૫ | સંયુક્ત પ્રાંતો | ૮૪ |
| સર સુરેન્દ્રનાથ બેનરજી | બંગાળા | ૫૧ |
| | પંજાબ | ૩ |

| | | |
|---|---|---|
| | મદ્રાસ | ૧૧૮ |
| | | કુલ ૧૫૮૪ |
| | બંગાળા | ૬૦૫ |
| | સંયુક્ત પ્રાંતો | ૬૦ |
| કલકત્તા ૧૮૯૬ | પંજાબ | ૭ |
| સ્વ. મહમ્મદ રહીમતુલ્લા સયાની | મધ્ય પ્રાંતો | ૩૧ |
| | મુંબઈ | ૫૨ |
| | મદ્રાસ | ૬૮ |
| | લંડન | ૧ |
| | | કુલ ૭૮૪ |
| | મધ્ય પ્રાંતો | ૫૯૩ |
| | મદ્રાસ | ૩૮ |
| અમરાવતી ૧૮૯૭ | બંગાળા | ૩૩ |
| સર. સી. શંકરન નાયર | મુંબઈ | ૧૭ |
| | સંયુક્ત પ્રાંતો | ૧૦ |
| | પંજાબ | ૧ |
| | | કુલ ૬૯૨ |
| | મદ્રાસ | ૫૧૯ |
| | મધ્ય પ્રાંતો | ૧૮ |
| મદ્રાસ ૧૮૯૮ | સંયુક્ત પ્રાંતો | ૧૧ |
| આનન્દમોહન બોઝ | મુંબઈ | ૨૭ |
| | બંગાળા | ૩૮ |
| | પંજાબ | ૧ |
| | | કુલ ૬૧૪ |
| | સંયુક્ત પ્રાંતો | ૬૦૩ |
| લખનૌ ૧૮૯૯ | બંગાળા | ૫૭ |
| સ્વ. રમેશચન્દ્ર દત્ત | પંજાબ | ૨૬ |

| | | |
|---|---|---|
| | મુંબાઈ | ૩૬ |
| | મધ્ય પ્રાંતો | ૬ |
| | મદ્રાસ | ૧૨ |
| | | કુલ ૭૪૦ |
| | પંજાબ | ૪૨૧ |
| | બંગાળા | ૩૮ |
| લાહોર ૧૯૦૦ | સંયુક્ત પ્રાંતો | ૩૯ |
| સર નારાયણ ગણેશ ચંદાવરકર | મુંબાઇ | ૫૭ |
| | મધ્ય પ્રાંતો | ૩ |
| | મદ્રાસ | ૯ |
| | | કુલ ૫૬૭ |
| | બંગાળા | ૫૮૦ |
| | સંયુક્ત પ્રાંતો | ૮૯ |
| કલકત્તા ૧૯૦૧ | પંજાબ | ૩૦ |
| સર દીનશાજી એદલજી વાચ્છા | મધ્ય પ્રાંતો | ૪૪ |
| | મુંબાઈ | ૫૧ |
| | મદ્રાસ | ૧૦૨ |
| | | કુલ ૮૯૬ |
| | મુંબાઈ | ૪૧૮ |
| | મદ્રાસ | ૧૨ |
| અમદાવાદ ૧૯૦૨ | મધ્ય પ્રાંતો | ૧૬ |
| સર સુરેન્દ્રનાથ બેનરજી | સંયુક્ત પ્રાંતો | ૫ |
| | બંગાળા | ૨૦ |
| | પંજાબ | ૦ |
| | | કુલ ૪૭૧ |
| મદ્રાસ ૧૯૦૩ | મદ્રાસ | ૩૮૩ |
| શ્રીયુત્ લાલમોહન ઘોષ | મધ્ય પ્રાંતો | ૧૮ |

| | | |
|---|---|---|
| | બંગાળા | ૪૭ |
| | મુંબઈ | ૭૬ |
| | સંયુક્ત પ્રાંતો | ૮ |
| | પંજાબ | ૫ |
| | બ્રહ્મદેશ | ૧ |
| | | કુલ ૫૩૮ |
| | મુંબઈ | ૬૧૮ |
| | મધ્ય પ્રાંતો | ૧૦૪ |
| મુંબઈ ૧૯૦૪ | મદ્રાસ | ૧૦૪ |
| સર હેનરી કોટન | બંગાળા | ૧૦૨ |
| | સંયુક્ત પ્રાંતો | ૫૪ |
| | પંજાબ | ૨૮ |
| | | કુલ ૧૦૧૦ |
| | બંગાળા | ૨૦૯ |
| | સંયુક્ત પ્રાંતો | ૨૦૩ |
| કાશી ૧૯૦૫ | પંજાબ | ૧૦૫ |
| સ્વ. ગોપાળ કૃષ્ણ ગોખલે | મધ્ય પ્રાંતો | ૫૪ |
| | મુંબઈ | ૧૧૦ |
| | મદ્રાસ | ૬૫ |
| | બ્રહ્મદેશ | ૨ |
| | | કુલ ૭૫૮ |
| | બંગાળા | ૬૮૬ |
| | સંયુક્ત પ્રાંતો | ૧૮૭ |
| કલકત્તા ૧૯૦૬ | પંજાબ | ૧૩૯ |
| સ્વ. દાદાભાઇ નવરોજજી | મધ્ય પ્રાંતો | ૨૬૦ |
| | મુંબઈ | ૨૬૨ |

| | | |
|---|---|---|
| | મદ્રાસ | ૨૨૧ |
| | બ્રહ્મદેશ | ૮ |
| | | કુલ ૧૬૬૩ |
| સુરત ૧૯૦૭ | ભંગાણ પડયું | ૧૬૦૦ |
| | મદ્રાસ | ૪૦૪ |
| | મુંબઇ | ૧૩૪ |
| મદ્રાસ ૧૯૦૮ | બંગાળા | ૩૬ |
| સર રાશબિહારી ઘોષ | સંયુક્ત પ્રાંતો | ૨૩ |
| | મધ્ય પ્રાંતો | ૧૮ |
| | પંજાબ | ૭ |
| | બ્રહ્મદેશ | ૪ |
| | | કુલ ૬૩૬ |
| | પંજાબ | ૭૬ |
| | મદ્રાસ | ૨૦ |
| લાહોર ૧૯૦૯ | મુંબઇ | ૫૭ |
| પંડિત મદન મોહન માલવીય | બંગાળા | ૨૦ |
| | મધ્ય પ્રાંતો | ૬ |
| | સંયુક્ત પ્રાંતો | ૬૪ |
| | | કુલ ૨૪૩ |
| | સંયુક્ત પ્રાંતો | ૨૦૨ |
| | મદ્રાસ | ૧૨૧ |
| | મુંબઇ | ૧૩૮ |
| અલ્હાબાદ ૧૯૧૦ | બંગાળા | ૮૫ |
| સર વિલિયમ વેડર્બર્ન | પંજાબ | ૩૭ |
| | મધ્ય પ્રાંતો | ૧૬ |
| | વરાડ | ૮ |

| | | | |
|---|---|---|---|
| | | બિહાર | ૩૯ |
| | | | કુલ ૬૩૬ |
| | | બંગાળા | ૬૪૮ |
| | | મદ્રામ | ૧૩૬ |
| | | મુબઈ | ૨૬ |
| કલકત્તા ૧૯૧૧ | | પંજાબ | ૩ |
| પંડિત બીશન નારાયણ ધાર | | સંયુક્ત પ્રાંતો | ૯૪ |
| | | બિહાર | ૨૩ |
| | | મધ્ય પ્રાંતો | ૭ |
| | | વરાડ | ૯ |
| | | | કુલ ૪૯૬ |
| | | મદ્રાસ | ૧૯ |
| | | મુબઈ | ૧૦ |
| | | વરાડ | ૧૩ |
| બાંકીપુર ૧૯૧૨ | | મધ્ય પ્રાંતો | ૧ |
| સ્વ. આર. એન. મુધોળકર | | પંજાબ | ૪ |
| | | સંયુક્ત પ્રાંતો | ૬૭ |
| | | બંગાળા | ૩૫ |
| | | બિહાર | ૫૮ |
| | | | કુલ ૨૦૭ |
| | | મુબઈ | ૨૬૪ |
| | | સંયુક્ત પ્રાંતો | ૧૩ |
| | | પંજાબ | ૧૦ |
| કરાંચી ૧૯૧૩ | | બિદ્ધાર | ૪ |
| નવાબ સૈયદ મહમ્મદ બહાદુર | | મદ્રાસ | ૩૩ |
| | | બંગાળા | ૨૨ |

| | | |
|---|---|---|
| | ક્રેનેડા | ૩ |
| | સિંધ (સ્વાગત સમિતિ) | ૨૦૧ |
| | | કુલ ૫૫૦ |
| | મદ્રાસ | ૭૪૮ |
| | મુંબઇ | ૫૪ |
| | બંગાળા | ૩૮ |
| મદ્રાસ ૧૯૧૪ | સંયુક્ત પ્રાંતો | ૧૨ |
| સર ભુપેન્દ્રનાથ વસુ | વરાડ | ૫ |
| | મધ્ય પ્રાંતો | ૨ |
| | બિહાર | ૫ |
| | પંજાબ | ૦ |
| | બ્રહ્મદેશ | ૨ |
| | | કુલ ૮૬૬ |
| | બંગાળા | ૬૨ |
| | મદ્રાસ | ૩૬૪ |
| મુંબઈ ૧૯૧૫ | સંયુક્ત પ્રાંતો | ૧૫૮ |
| લૉર્ડ સિંહ | વરાડ | ૫૧ |
| | બિહાર અને ઓરિસ્સા | ૬૬ |
| | મુંબઇ | ૧૬૦૪ |
| | | કુલ ૨૨૫૯ |
| | સંયુક્ત પ્રાંતો | ૧૦૧૮ |
| લખનૌ ૧૯૧૬ | મુંબઇ | ૫૮૪ |
| બાબુ અમ્બિકા-ચરણ મઝુમદાર | મદ્રાસ | ૨૫૬ |
| | મધ્ય પ્રાંતો | ૧૩૨ |

| | | |
|---|---|---|
| | બંગાળા | ૧૮૪ |
| | વરાડ | ૬૪ |
| | પંજાબ | ૫૮ |
| | બ્રહ્મદેશ | ૫ |
| | | કુલ ૨૩૦૧ |
| | બંગાળા | ૧૬૭૨ |
| | બિહાર | ૪૩૯ |
| | વરાડ | ૧૨૮ |
| | મુંબઇ | ૯૩૮ |
| કલકત્તા ૧૯૧૭ | બ્રહ્મદેશ | ૪૪ |
| મિસિસ એની બીસેન્ટ | મધ્ય પ્રાંતો | ૧૯૮ |
| | મદ્રાસ | ૬૫૫ |
| | પંજાબ | ૧૨૩ |
| | સંયુક્ત પ્રાંતો | ૭૭૦ |
| | | કુલ ૪૯૬૭ |
| | મુંબઇ | ૨૬૬૩ |
| | બંગાળા | ૧૫૭ |
| મુંબઇ ૧૯૧૮ ની ખાસ બેઠક | મદ્રાસ | ૨૦૨ |
| સર સૈયદ હસન ઇમામ | આન્ધ્ર | ૯ |
| | સંયુક્ત પ્રાંતો | ૮૫ |
| | મધ્ય પ્રાંતો | ૧૮૦ |
| | વરાડ | ૩૫૧ |
| | પંજાબ | ૪૩ |
| | બિહાર | ૧૯ |
| | દિલ્હી | ૨૬ |
| | બ્રહ્મદેશ | ૧૦ |

| | | |
|---|---|---|
| | દક્ષિણ આફ્રિકા | ૧ |
| | સિંધ | ૧૪૯ |
| | કુલ | ૩૮૯૫ |
| | આન્ધ્ર | ૧૪ |
| | બંગાળા | ૬૫૩ |
| દિલ્હી ૧૯૧૮ | વરાડ | ૨૧ |
| પંડિત મદન | બિહાર અને | |
| મોહન માલવીયા | ઓરિસ્સા | ૪૧ |
| | મુંબઇ | ૪૦૮ |
| | બ્રહ્મદેશ | ૧૩ |
| | મધ્યપ્રાંતો | ૮૭ |
| | દિલ્હી અને | |
| | અજમેર મેરવાડ | ૮૨૦ |
| | મદ્રાસ | ૭૦ |
| | પંજાબ | ૬૮૩ |
| | સિંધ | ૨૨૮ |
| | સંયુક્ત પ્રાંતો | ૧૬૪૩ |
| | બધા પ્રાંતોના ખેડુત | |
| | પ્રતિનિધિઓ | ૬૮૮ |
| | કુલ | ૪૮૬૯ |
| અમૃતસર ૧૯૧૯ | આન્ધ્ર | ૪૪ |
| ( લોકમાન્ય બાળગંગાધર | બિહાર | ૩૯ |
| તિલકની જગ્યાએ ) | બંગાળા | ૨,૪૦ |
| પંડિત મોતીલાલ નેહરૂ | વરાડ | ૧૦૧ |

| | | |
|---|---|---|
| | મુંબઇ | ૬૦૧ |
| | બ્રહ્મદેશ | ૬ |
| | મધ્ય પ્રાંતો | ૯૭ |
| | દિલ્હી અને અજમેર મેરવાડ | ૨૮૩ |
| | પૂર્વ આફ્રિકા | ૬ |
| | મદ્રાસ | ૧૧૯ |
| | પંજાબ અને વાયવ્ય સરહદનો પ્રાંત | ૩૪૧૪ |
| | સિંધ | ૮૧૫ |
| | સંયુક્ત પ્રાંતો | ૧૨૬૬ |
| | | કુલ ૭૭૩૧ |
| કલકત્તા ૧૯૨૦ની ખાસ બેઠક<br>શ્રીયુત લાલા લજપતરાય | | કુલ ૬૦૦૦ |
| નાગપુર ૧૯૨૦<br>શ્રીયુત વિજયરાઘવાચાર્ય | | કુલ ૧૦૦૦૦ |
| | અજમેર મેરવાડ | ૩૯૯ |
| અમદાવાદ ૧૯૨૧ | આન્ધ્ર | ૩૮૩ |
| દેશબંધુ ચિત્તરંજન દાસ (જેલમાં) | આસામ | ૧૮ |
| હકીમ અજમલખાનજી | બિહાર | ૫૫૮ |
| | બંગાળા | ૩૭૩ |
| | વરાડ | ૫૮ |
| | મુંબઇ | ૧૯ |
| | બ્રહ્મદેશ | ૫૬ |
| | મધ્ય પ્રાંતો (હિંદી) | ૨૦૫ |
| | " (મરાઠી) | ૪૪ |

| | |
|---|---|
| દિલ્હી | ૯૦ |
| ગુજરાત | ૧૮૫ |
| કર્ણાટક | ૩૦૪ |
| કેરલ | ૩૩ |
| મદ્રાસ | ૬૫૪ |
| મહારાષ્ટ્ર | ૨૬૩ |
| પંજાબ | ૫૬૮ |
| સિંધ | ૬૩ |
| સંયુક્ત પ્રાંતો | ૮૯૭ |
| ઉત્કલ | ૧૦૮ |
| | કુલ ૪૭૨૮ |

ગયા ૧૮૨૨
દેશબંધુ ચિત્તરંજન દાસ — કુલ ૩૦૦૦

દિલ્હી ૧૯૨૩ની ખાસ બેઠક
મૌલાના અબુલ કલામ આઝાદ — આંકડા નથી મળ્યા

—:૦:—

# ગૂજરાત વિદ્યાપીઠનાં પ્રકાશનો

## પુરાતત્ત્વ મંદિર ગ્રન્થાવલી

**આર્યવિદ્યાવ્યાખ્યાનમાળા,** છીંટની પડી કિં. રૂ. ૨– ૦–૦
ચામડાની પડી કિં. રૂ. ૨– ૮–૦

**પ્રાચીન સાહિત્ય** મૂળ લેખક શ્રી. રવીન્દ્રનાથ ટાગોર
અનુવાદકો શ્રી મહાદેવ હ. દેશાઈ
શ્રી. નરહરિ દ્વા. પરીખ કિં. રૂ. ૦–૧૨–૦

**બુદ્ધલીલાસારસંગ્રહ** લે. ધ. ધર્માનંદ કોસમ્બી કિં. રૂ. ૨– ૮–૦

**આર્યોના તહેવારોનો ઇતિહાસ** લે. ઋગ્વેદી કિં. રૂ. ૩– ૮–૦

**પાલીપાઠાવલી** સં. મુનિ જિનવિજયજી કિં. રૂ. ૦–૧૪–૦

**પ્રાકૃતકથાસંગ્રહ** સં. મુનિ જિનવિજયજી કિં. રૂ. ૦–૧૨–૦

**ઉપનિષત્પાઠાવલી** સં. શ્રી. દત્તાત્રેય બા. કાલેલકર રૂ. ૦–૧૨–૦

**અભિધમ્મત્થસંગહો** (બૌદ્ધ તત્ત્વજ્ઞાનનો પ્રાથમિક-
ગ્રંથ) સં. ધ. ધર્માનંદ કોસમ્બી કિં. રૂ. ૨– ૦–૦

**પ્રાકૃત ભાષાઓનું વ્યાકરણ** લે. પં. બેચરદાસ જીવરાજ (છપાય છે)

**અભિધાનપ્પદીપિકા** (પાલીભાષાનો શબ્દકોષ) (છપાય છે)

**જિનચરિતમ્** (છપાય છે)

**વૈદિક પાઠાવલી** (છપાય છે)

**પાઠ્ય-પુસ્તકમાળા**

**કુમાર મંદિરો માટે:—**

ક્રમાંક

૪, ૫ **ચાલણગાડી નાની** (સચિત્ર) કિં. રૂ. ૦– ૪–૦
" **મોટી** (બીજી આવૃત્તિ) કિં. રૂ. ૦– ૩–૦

૧૧ **ચણીબોર** (બાળ-કવિતાઓનો સંગ્રહ,
(બીજી આવૃત્તિ) કિં. રૂ. ૦– ૫–૦

૧૨ **રાયણ** ('ચણીબોર' શીખી આગળ વધેલા
માટે કવિતાઓનો સંગ્રહ) કિં. રૂ. ૦– ૮–૦

૧૫, ૧૭ રાષ્ટ્રીય વાચનમાળા પહેલી ચોપડી કિં. રૂ. ૦– ૪–૬
બીજી ચોપડી કિં. રૂ. ૦– ૪–૬

કુમાર અને વિનયમંદિરો માટે:—

૧૬ ઐતિહાસિક વાર્તામાળા–મોગલવંશ
લે. નાજુકલાલ ચોકશી (બીજી આવૃત્તિ) કિં. રૂ. ૦–૧૨–૦

૨૨ સંક્ષિપ્ત કરણઘેલો કિં. રૂ. ૦–૧૨–૦

૨૩ પાઠસંચય ભાગ ૧લો–સંયોજક શ્રી.
નરહરિ દ્વા. પરીખ કિં. રૂ. ૦–૧૩–૦

પાઠસંચય ભાગ ૨–૩ સંયોજક સદર (યોજાયું છે)

વિનય મંદિરો માટે:—

૧૮ Poetical Selections for Vinita Examination સંયોજક શ્રી. બાબુરાવ ગ. ઠાકોર કિં. રૂ. ૦– ૮–૦

૨૪ હિંદી તવારીખ (તુર્ક અને પઠાણ સમયનો
ઇતિહાસ) લે. શ્રી. નાજુકલાલ ચોકશી,
ભરૂચ કેળવણી મંડળ કિં. રૂ. ૦–૧૦–૦

૨૫ હિંદુસ્તાનમાં બ્રિટિશ સરકારનું રાજ્ય-
બંધારણ અને હિંદી મહાસભાનું
બંધારણ લે. શ્રી. ચુનીલાલ બે. ભટ,
ચરોતર કેળવણીમંડળ, આણંદ કિં. રૂ. ૦–૧૦–૦

વિનય મંદિરો અને મહાવિદ્યાલયો માટે:—

૧૦ મુન્તાખેબાતે ઉર્દૂ—સંપાદક મૌ. અબુ ઝફર
નદવી, ગૂજરાત મહાવિદ્યાલય કિં. રૂ. ૦– ૪–૦

૧૪ પૂર્વરંગ લે. શ્રી. દત્તાત્રેય બા. કાલેલકર
અને શ્રી. નરહરિ દ્વા. પરીખ કિં. રૂ. ૧– ૦–૦

મહાવિદ્યાલયો માટે:—

૩,૬,૧૩ સંપત્તિશાસ્ત્ર બા. ૧ થી ૪. પ્રો. બાટેકૃત
મરાઠી પુસ્તકનો અનુવાદ ભાગ ૧. કિં. રૂ. ૦– ૩–૦
ભાગ ૨. કિં. ૦–૮–૦, ભાગ ૩–૪. કિં. રૂ. ૧– ૪–૦

| | | |
|---|---|---|
| ૮ | Poetical Selections for the Praathma Examination | કિં. રૂ. ૦– ૮–૦ |
| ૯ | પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા લે. શ્રી. રા. વિ. પાઠક | કિં. રૂ. ૨– ૦–૦ |
| ૧૯ | ગોવિન્દગમન | કિં. રૂ. ૦– ૫–૬ |
| ૨૦ | હિન્દી રાષ્ટ્રીય ખર્ચ લે. શ્રી. ખુશાલ ત. શાહ, અધ્યાપક મુબાઇ યુનિવર્સિટી. | કિં. રૂ. ૦– ૮–૦ |
| ૨૧ | Prose Selections for the Prathama Examination | કિં. રૂ. ૧– ૪–૦ |
| | વ્યાપારી ભૂગોળ લે. ચંદુલાલ બ દલાલ (છપાય છે) | |

અધ્યાપકો માટેઃ—

| | | |
|---|---|---|
| ૧ | સ્વતંત્ર બાળ શિક્ષણ મૉન્ટેસોરી વિષે શ્રી. ગિરિજાશંકર બધેકાનું વ્યાખ્યાન | કિ. રૂ. ૦– ૩–૦ |
| ૨ | બાળવાર્તાઓ પર વ્યાખ્યાનો વ્યાખ્યાતા શ્રી. ગિરિજાશંકર બધેકા તથા શ્રી. કાલેલકર | કિં. રૂ. ૦– ૩–૦ |
| | गणितकी परिभाषा कर्ता. श्री हरिहर प्रा. भट्ट | कि. रू. ०– ४–० |
| | ગુજરાતી તથા હિંદી સાગ પુસ્તકોની એક યાદી વિદ્યાપીઠ તરફથી પ્રસિદ્ધ થયેલી છે. કિંમત અનુક્રમે ૦–૧–૦ અને | રૂ. ૦– ૦–૬ |
| | કુમાર મંદિરો માટે અભ્યાસક્રમ | કિં. રૂ ૦– ૪–૦ |
| | વિનય મંદિરો માટે અભ્યાસક્રમ | કિ. રૂ. ૦– ૪–૦ |
| | મહાવિદ્યાલયનું બોધપત્ર | કિં. રૂ. ૦– ૫–૬ |
| | વિદ્યાપીઠના કાયદા કાનુનો (છપાશે) | |